"અતિ ઉત્તમ વાંચવા લાયક રસીક નોવેલ"

# કઠોર કચ્છી,

કે

# ઉછળતું મુડદું.

ભાગ ૨ જો

કર્તા:

ઉસમાનભાઈ કરીમભાઈ ખત્રી.

—પ્રસીદ્ધ કર્તા—

મંગળદાસ લલ્લુભાઈ નારણદાસ, બુકસેલર

લીમડાચોક—સુરત.

સોલ એજન્ટ.

બુકસેલર. લલ્લુભાઈ નારણદાશ લીમડાચોક—સુરત.

આવૃતી ૧ લી. પ્રત ૧૦૦૦

ઈ. સ. ૧૮૯૯ સંવત ૧૯૫૫.

કીમ્મત રૂપીઆ ત્રણ.

૯૩૫૭

તૈયાર છે !　　તૈયાર છે !!　　તૈયાર છે !!!

## તુરકી સામે ઈટાલીયન કાવત્રું

કીમ્મત રૂપીયો સવા.

મળવાનું ઠેકાણું:—

રા૦ લલ્લુભાઈ નારણદાસ બુકસેલર

લીમડાચોક—સુરત.

છાપનાર:—ગોવિન્દજી ડાહ્યાભાઇ નાયક.
શ્રી "અનાવિલ" પ્રિન્ટીંગ પ્રેસ બરાનપુરી ભાગળ—સુરત.

છપાવી પ્રસિદ્ધ કરનાર:—મંગળદાસ લલ્લુભાઇ બુકસેલર
લીમડાચોક—સુરત.

## અનુક્રમણીકા.

# પ્રકાશકના બે બોલ.

વ્હાલા વાંચક બંધુઓ; અને કદર દાન ગ્રાહક મહાશયો, આપનાં હસ્તમાં "કોઇર કન્ઝી કે, ઉજળતું મુંડદુ" નામના નોવેલનો આ બીજો ભાગ મુકતા મને અત્યાનંદ થાય છે. કારણ આજકાલ આપણા દેશમાં વાંચવાનો શોખ દીન પરદીન વધતોજ જાય છે, અને જેમ જેમ એ સોખ વધે છે તેમ તેમ લેખકોની સંખ્યા પણ પુષ્કળ ઉભરાઇ જતી દેખાય છે. પરંતુ તેમાં સારા અને વિદ્વાન લેખકોની તો ખરેખરી ખોટ જ છે. આજ કાલના લેખકો ને કેટલું અને કેવું જ્ઞાન હોય છે. તે બાબત ખુલ્લી કરી કોઇ પણ ઉછરતા લેખકનું મન મુઝવણમાં નાખવું તે ચાલુ જમાનાને છાજતું નથી. પરંતુ એટલું તો કેહુંજ પડસે કે લેખકે જે ભાષામાં પુસ્તક લખવા માંડવું, તે ભાષા ઉપર પોતાનો કેટલો કાબુ છે. તેનો સંપુર્ણ વિચાર કરી પુસ્તક લખવાનો સાહસ કરવો કરાવો કારણ ભાષાના જ્ઞાન વગર પોતાના વિચારો સંપુર્ણપણે જનસમૂહની સમીપ મુકી શકતા નથી, તેમજ વ્યાકરણ, શબ્દરચના, અને ડીકરેશનના, નિયમોનું જ્યાંસુધી પાલન થતું નથી ત્યાં સુધી, ભાષામાં અર્થનો અનર્થ થઇ જવાનો ભય રહે છે. માટે હમે આ સ્થલે નવા લેખકોને વિંનતી કરીશું કે એ બાબતમાં સંપુર્ણ લક્ષ રાખી પુસ્તકો લખવાનો પ્રયત્ન કરવો.

મારો હેતુ નવા અને ઉછરતા લેખકોને ઉત્તેજન આપવાનો છે. અને તેથીજ આ પુસ્તકના બન્ને ભાગમાં ઉપર લખેલા કેટલાક દોશો હોવા છતાં, નીભાવી લેવાની શૈલી અંગીકાર કરી છે, અને તેજ પ્રમાણે વિદ્વાન વાંચક બંધુઓ ભાષા અને વ્યાકરણના દોશો તરફ નહી જોતાં માત્ર લેખકના વિચાર તરફ લક્ષ રાખી હંશ ક્ષીર ન્યાયવત્ માત્ર સાર ગ્રહણ કરી ઉછરતા લેખકોને પોતાના જ્ઞાનમાં વૃધ્ધી કરવાની તક આપશો. એવી આશા રાખી આ બીજો ભાગ આપના કર કમળમાં સોપી વીરમુ છું.

લી૦ સ્નેહાધીન

**મંગળદાસ લલ્લુભાઈ નારણદાસ બુકશેલર**

સીમડાપોળ—સુરત.



# અર્પણ પત્રીકા.

પરમ પુજ્ય સ્વર્ગસ્થ ભાઈ શ્રી

## મગનલાલ લલ્લુભાઈની

પવીત્ર યાદગીરીમાં

**આપનો સ્વભાવ, નિતી, ન્યાય, અને પ્રેમ મોટા ભાઈ તરીકે મારા ઉપર અતુલ અને અલૌકિક હતાં.**

આપને પુસ્તકના ધંધા પ્રતી અતુલ ભાવ અને ઉત્સાહ હતો એટલુંજ નહી પણ નવાં નવા પુસ્તકો પ્રગટ કરવાની ઉચ્ચ ભાવનાઓ હતી. પરતું દૈવ ઇચ્છાથી આપનો અકાળે સ્વર્ગવાસ થયો. જેથી આપના આદર્શો આપના મનમાં રહી ગયા પરંતુ ઇશ્વર કૃપાથી અને આપના માનસીક બંધુ ભાવથી આપનાજ વિચારે મારા હૃદય ક્ષેત્રમાં સ્થાન લીધું અને કેટલાક પુસ્તકો પ્રગટ કરવાની મને તક મળી તે તકનો લાભ લઇ આ 'કઠોર હૃદયી કે ઉછળતુ મુંડદુ'ના પુસ્તકનો બીજો ભાગ આપના સ્મરણાર્થે આપને અર્પણ કરી. એક લઘુભ્રાતાના આપ જ્યેષ્ટ ભ્રાતા તરફના સ્નેહનું સ્મર્ણ કરાવું છું માટે તે સ્વીકારી સ્વર્ગસદનમાંથી મારા પ્રત્યે આશીરવાદ વરસાવશો. એવી આશા રાખનાર હું છું આપનો કનીષ્ટ બંધુ.

**મંગળદાસ લલ્લુભાઈ નારણદાસ બુકશેલર.**

ઉર્દુ જબાનમેં !                    ઉર્દુ જબાનમેં !!

## ગઝલ કવ્વાલીકે શોખીનોંકે લીયે

# દીલખુશ કીતાબો.



| | |
|---|---|
| શ્રી ન્યુ ફ્રેનોગ્રાફગાયનમાળા ૨૦૦૦ ગઝલ કી | ૩-૦-૦ |
| ગઝલે મેહફીલ ઉર્ફે પરસ્તાને કવ્વાલી. | ૧-૦-૦ |
| મહેફીલે મંઝીલ ઉર્ફે ગૌહરે કવ્વાલી. | ૦-૧૨-૦. |
| ચમનમેં પુર બહાર ઉર્ફે કવ્વાલીએ ગુલઝાર. | ૦-૪-૦ |
| ગઝલે બહાર ઉર્ફે ગુલશને કવ્વાલી. | ૦-૪-૦ |
| પરસ્તાને મુંબઇ ઉર્ફે બહારે બુલબુલ. | ૦-૪-૦ |
| ગઝલે દીલારામ ઉર્ફે દીલખુશ કવ્વાલી. | ૦-૪-૦ |
| ગૌહરે ઇશ્ક ઉર્ફે બુલબુલે કવ્વાલી. | ૦-૪-૦ |

મળવાનું ઠેકાણું:—

**બુકસેલર લલ્લુભાઈ નારણદાસ**

ચીમઠાચોક—સુરત.

" બે ભાગમાં પુરી થાય છે "

તૈયાર છે. ફક્ત જુજ નકલો શીલક છે. આજેજ મંગાવી લ્યો.

# કઠોર કચ્છી

કે

# ઉછળતું મુડદું

## ભાગ ૨ જો.



કીંમત રૂપીઆ ત્રણ.



મળવાનું ઠેકાણું

બુકસેલર લલ્લુભાઇ નારણદાસ

લીમડાચોક—સુરત.

# કઠોર કચ્છી કે ઉછળતું મુડદું

## ભાગ ૨ બીજો



### પ્રકરણ ૧ લું.



### હાય ! હવે શું થશે.



અફસોસ ! સદ હજાર વાર અફસોસ. વૃક્ષ બહાર નીકળે છે. છતાં ફળ ફુલ કે પાન હોતાં નથી. તે વૃક્ષ કંઈ પણ ઉપયોગમાં આવતું. નથી પરાયા ખરને ખેતર ખવરાવવાથી શું લાભ થવાનો છે. ગાય દોહી કુતરીને દુધ આપવાથી શું વળવાનું છે. સાહસ કરી પોતાના હસ્તથી ચક્ષુઓ ફોડનાર મુર્ખ માણસ શું સાર કાઢવાનો છે. હસ્તમાં દીપક લઇ કુપમાં પડવાથી શું લાભ મળવાનો હતો ! રંડી બાજી અને નાચ ગાનની અંદર ધન માલ લુટાવવાથી શું પાછું આવવાનું હતું. સધવાથી પતિનું માન નહિ સચવાવાથી વિધવા થયા પછી મરનાર પતિ પીંડ શુ લેવાનો હતો. જેની હૃદય ચક્ષુઓ અંધ છે. તેવા પુરૂષો બહારની ચક્ષુઓથી શું દેખવાના હતા ? તેમ બાળકોનું સત્યાનાશ કાઢનાર. બાળકોના રૂધીર માંસને ચુસી જનાર સ્વાર્થી માતા પીતાઓ પોતાના બાળકને શું સુખ આપવાના હતા,

કંઇ નહિ. પણુ ઉલટા તેમને દુઃખ કર્તા થાય છે. માતા પીતા કહેવાથી માતા પીતા નથી. પણુ બાળકોના ઉપર પ્રેમ રાખનાર બાળકોનું હીત ચહાનાર બાળકોના દુઃખે દુઃખી થનાર તેજ ખરા માતા પીતા છે. પણુ સ્વાર્થ અંધ થઇ બાળકો ઉપર અન્યાય, જુલ્મ, સીતમ, ગજબ વરસાવનારને માતા પીતાં કહેતા નથી. પણુ તેને દુસ્મન સમજવા. અંતઃકરણુની અંદર ઝેર રેડનાર ઝેરી સર્પ જાણુવા. હાય ! ઓ સ્વાર્થી માતા. પીતાઓ, તમો દેશના પ્રજાના અને તમારા સ્નેહી જનોના દુસ્મન બન્યા છો. કઠોર હૃદયના પુરૂષો તમારી ઉછરતી પ્રજાની પાયમાલી કરવાને તૈયાર થયા છે. નિર્દોષ બાળકો ઉપર તમારી સ્વાર્થી ઝેરી છુરી ફેરવવાને એકા છો તેઓનું જડમુળથી છેદન કરવાને તમારી આબરૂ ગણો છો. તમારા કન્યા વિક્રય રૂપી દુરાચરણુથી મહાન પ્રભુ તમારા ઉપર કોપાયમાન થયા છે. નાદાન સ્વાર્થી માતા પિતાઓ તમોએ તમારા બાળકોને દુઃખ દેવાનો ઇરાદો ધાર્યો હોત તો પ્રથમથી તેને ઝેર કેમ આપતા નથી. તમારા સ્વાર્થને ખાતર તમારા કુમળા બાળકોને દુઃખ આપવા કેમ પેદા કરો છો. હાય સત્યાનાશ કાઢનાર સ્વાર્થી માતા પીતાઓ તમારી સ્વાર્થી લાલચો રૂપી જાળમાં તમો જાતે ફસાવવા સ્વાર્થ રૂપી તલવારને જેટલી તીક્ષણુ કરશો તેટલીજ તમારા કાળજાં વિંધવાને તૈયાર થશે. જુઓ ! અને ખ્યાલ કરો જે મુખથી તમો પાનના બીડાં ખાઓ છો. તેજ મુખથી કાળા બળેલા કોલશા ચાવી તમારા અંતઃકરણુને સ્યામ કેમ કરો છો. અને સ્યામ થયેલું અંતઃકરણુ છેવટે તમારૂં મુખ પણુ સ્યામ કરશે તે નક્કી સમજજો શાસ્ત્રમાં પણુ કહેલું છે કે પારકા માંસે કરી પોતાનું

માંસ વધારે છે. તેને કસાઈ સમજવો" તો પછી તમોને મારે કહ્યા વિના છુટકો થવાનો નથી, વિક્રય તેજ પારકાનું માંસ દીકરીના દોકડા લઇ જે માતા પીતાઓ પોતાનું રૂધીર, માંસ વધારે તેને વિષ્ટાના ઉપાડનાર ચંડાળ સમજવા અફસોસ! ચંડાળ પણ પ્રભુથી ડરે છે. પોતાના આવેલા અવતારમાંથી છુટવાને માટે પ્રભુની પ્રાર્થના કરે છે. તેમજ કન્યા વિક્રય કરતાં પણ પ્રભુનો ડર રાખે છે. તેવા ચંડાળોને ચંડાળ કેમ કહી શકાય? તેઓ ચંડાળ નથી, પણ પ્રભુથી ડરનાર પ્રભુના હુકમને માન આપનાર ભકતો છે, પણ કન્યા વીક્રય કરનાર મનુષ્યો ચંડાળથી પણ ભુંડા સમજવા. ચંડાળના ચંડાળ જાણવા મુખ ઉપર મુછ ઉગવાથી પુરૂષ થતા નથી. એશ આરામમાં પડી રહેનારને પુરૂષ કહેતા નથી, પણ પુરૂષ રૂપે તેઓ નપુશક, હીજડા છે. મુછ વાળા મુફતનો માલ ખાનાર ખર છે. કન્યા વિક્રય કરનાર પશુ છે, પણ પુરુષ કોને કહે છે.? પરમાર્થના કામમાં પરોપકારની અંદર પોતાના પ્રાણની આહુતી આપે છે. તેનેજ પુરૂષ કહે છે. અને તેવા મહા પુરુષોના યશોગાન દુનીઆની અંદર ગવાય છે, ધન્ય છે! જનુની તને ધન્ય છે. તેવા પરોપકારી પુરૂષોને જન્મ આપનાર માત્તાઓ તમને ધન્ય છે. અને ધીટકાર છે, સ્વાર્થી લાલચોને વળગી રહી અવરના અંતઃકરણ બાળનારને એક કવિએ કહ્યું છે:

"જનુની જણજે ભકત જન કાં, દાતા, કાં શૂર,
નહિતર રહેજે વાંઝણી રખે ગુમાવે નુર"

હાય! ઓ માતાઓ જન્મ આપો તો દાતાર, પરોપકારી પુરૂષોનેજ આપજો. નહિ, તો સંસાર સુખને ઝેર સમાન બનાવી સંસારનું નામ, પતિનું નામ નહિ લેતાં એક બાજુ બેસી રહેજો.

પણ પાપીઓને જન્મ આપશો નહિ. તમારા સુંદર ચહેરાને, તમારા શુદ્ધ બદનને ગુમાવી પૃથ્વી ઉપર પત્થર રૂપે કામ નહિ કરનાર પુરૂષોને જન્મ આપશો નહિ. અને તેવા પુરૂષોને જન્મ આપતાં પહેલાં તેમના લક્ષણ પારણામાંથી જોઇ ઝેર દઇ જે રસ્તેથી આવ્યું હોય તે રસ્તે રવાના કરી દેશો. સ્વાર્થી, અધર્મી, અનીતિવાનને જન્મ આપી તમારા નામને ડુબાવશો નહિ. હાય ! સ્વાર્થી મનુષ્યો તમારી લાલચોથી દુનીઆની અંદર સુખી દેખાતા હશો. સુખી કહેવરાવતા હશો પણ સુખ કે દુઃખ ધર્મી કે અધર્મી જાણવાની ખરી કસોટી પ્રભુના ન્યાયી દરબારમાં છે. સાંભળો.

"પરમાર્થને મુકી દઇ સ્વાર્થ કર્યો જે માણસે,
જેણે ધર્મ પોતાનો તજ્યો તેની શ્વાન દેહ તાણશે.
કન્યાવિક્રય કર્યો જે માણસે શું ! સુખ તેનું માણશે,
પ્રભુના ન્યાયી દરબારમાં તેને યમદુતો માર મારશે.
સર્પ, વીંછી તમ દેહને વળગી કરડીને તાણશે,
કરેલાં કર્મોનું ફળ પ્રભુના ત્યાં જવાથી જાણશે.

* * * *

ઠીક છે ! પાપીઓ તમારૂં પાપ દુનીઆની અંદર જાહેર નથી. પણ મહાન પરમાત્માને ત્યાં જાહેર છે. તમારી મીનીટે મીનીટની ખબર રાખી તમારાં કરેલાં કૃત્યો નોંધાય છે. અધર્મ તમારા માટે જમે બાજુએ લખાય છે. તે અધર્મ ધર્મ કરવાથી તમારૂં ખાતું બંધ થશે. જ્યાં સુધી ધર્મ નહિ થાય ત્યાં સુધી તમારા પાપ ક્યાપી કાળે માફ થવાના નથી. અને જ્યાં સુધી માફ થશે નહિ ત્યાં સુધી

સુખની આશા રાખવી નકામી છે. સુખ કે દુઃખ કર્મના ફળ ભોગવ્યા સિવાય છુટકો નથી. પાપી મનુષ્યો આ કળીયુગ નથી, પણ કરયુગ હય. એ હાથપેહે ઓહાથસે. જેવું કરશો તેવું પામશો. અને વાવશો તેવું લણશો. હાય! શયતાનો! તમારા શયતાની સ્વભાવથી નર્કમાં પડવાના છો. અંધ બની કુપમાં પડવાના છે. તમારા સ્વહસ્તથી કરેલાં કુકૃત્યો તમારી છાતીએ વાગવાના છે. તમારી તીક્ષ્ણ તલવારની ધાર તમારી ગરદને ફરવાની છે. તે નક્કી સમજી લેજો. આવી રીતે મધ્યાહ્‌ન કાળના સમયે સ્યામદાસ એક ટેકરી ઉપર વૃક્ષ તળે બેસીને ઉદગારો કાઢી રહ્યો છે. એટલામાં છેટેથી ધૂળ ઉડતી જણાઇ. સ્યામદાસ બોલતો બંધ થઈ ગયો. અને ધૂળ શાની ઉડે છે. તે જોવા માટે ટેકરી ઉપર ઉભો રહી જોવા લાગ્યો કે તેની દ્રષ્ટીએ છ સાત પુરૂષોનું ટોળું હથીઆર બંધ અશ્વારૂઢ થઇ આવતા જણાયા. તેમને જોતાંજ સ્યામદાસ એક પહાડની પોલાણમાં છુપાઈ ગયો કે થોડી વાર થઇ હશે કે સર્વ જણ ત્યાં આગળ થોભ્યા. કે ઘોડાનો હણહણાટ લગામનો ખડખડાટ ખશ્વોના હાલવાથી થવા લાગ્યો. સ્યામદાસ નીર્ભય થઈ બેઠો હતો. તેને કોઇ જોઇ શકતું નહિ હોવાથી સ્યામદાસ આવેલા પુરૂષો શું કહે છે. તે સાંભળવાને માટે પોતાની કાનેંદ્રીને તૈયાર કરી દીધી હતી. સ્યામદાશ શાંન્ત થઈ બેઠો હતો એવામાં "પરસન તું આગળથી અમારા ઉતારાની સવડ કર સુર્ય પશ્ચિમ દિશા તરફ ગયા પછી સંધ્યા થયા બાદ હમે વિલાસ ભુવનમાં આવીશું. માટે તું જા વિલાસીને મારા આવવાની ખબર આપજે" તે સાત પૈકી એક પુરૂષે પરસનનું નામ દેતાં કહ્યું.

પરસનનું નામ સાંભળતાંજ સ્યામદાસને કંપારી છુટી હાથ પગ

મુંજવા લાગ્યા. મુછના વાળ ઉભા થઈ ગયાં અને એકદમ ક્રોધમાં ને ક્રોધમાં "પાપી પરસન આવી પહોંચી" ઉદ્દગારો નીકળી પડયા એટલામાં પાછા "ઠાકોર હું જાઉં છું. આપના માટે સર્વ સામગ્રી તૈયાર કરી રાખીશ, અને આપની ખુશી હશે. તો મારો પણ મુકામ ત્યાં રાખીશ."

"ત્યારે તો બહુ સારી વાત છે." પરસનના જવાબનો એક પુરૂષે પ્રત્યુતર આપ્યો. જવાબ મળતાંજ પરસન પોતાનો અસ્વ ઠાકોરને જણાવી પરસને તે જગોનો ત્યાગ કર્યો. પરસનના ગયા પછી નીચે પ્રમાણે ઉદ્દગારો સભળાયા "કુલીનસીંહ આપણા અશ્વો હવે કયાં બાંધવા આ રસ્તો સરીઆમ હોવાથી હરકોઈ માણસ આપણને જોઈ લેશે. માટે તમો કહો તેમ કરીએ એક પુરૂષે કુલીન નામના માણસને ખુલાસો પુછયો.

"બહાદુરસીંહ આપણી સાથે અશ્વો રાખવાથી આપણે છુપી શકીશું નહિ. ચુપકીથી અવવાનું ત્યાં ઘોડા ઉપર ચઢીને જવું એ પણ વ્યાજબી નથી. માટે આપણા અશ્વો આપણા માણસ સાથે કબુતર વૃક્ષ સાથે બાંધી આવે તો સારૂં કારણ કે અસલ મુકામ ઉપર જવાથી જનારને બહું સમય લાગશે. અને તેની રાહ જોતા આપણે ખોટી થઈશું. તેમ ત્યાં આગળ બાંધવાથી આપણને નુકસાન પણ નથી. મારી તો એ પ્રમાણે સલાહ છે, પછી તમારી ખુશીની વાત" કુલીનસીંહે પોતાનો અભીપ્રાય જણાવ્યો.

"કુલીનસીંહ તમારૂં કહેવું વાજબી છે. માટે આપણે રામજી સાથે અશ્વોને પહોંચતા કરી દો. અને આપણે સમય થતા સુધી આ

માર્ગનો ત્યાગ કરી ચીતરોડાની ગુફામાં સંતાઇ રહેવુ અને ત્યાં આગળ રામજી આવે અને તેના આવ્યા પછી સાથે સાથે હાલ્યા જઇશુ" બહાદુરસીંહે ટેકો આપતાં કહ્યું.

વ્હાલા સુન્ન વાંચક બંધુ બહાદુરસીંહ તેમજ કુલીનસીંહ અને રામજી બીજા કોઇ નહિ. પણ બહારવટીઆ હતા. પરસન માણેકનુ સત્યાનાશ કઢાવવાને માટે તેઓને લાવી હતી. અને તેમના બોલાવ્યા થકી આવેલા હોવાથી તેઓએ પોતાના અશ્વોને રામજી સાથે મોકલાવી દઇ તે જગોએથી રવાના થયા. તેમના ગયા પછી કોઇનો અવાજ નહિ સંભળાવવાથી શ્યામદાસ બહાર નીકળ્યો. સુર્યના કિરણોથી પત્થર તપેલા હોવાથી આખા બદનમાં લ્હાય લાગી રહી હતી. ગરમીના લીધે પરસેવાથી શ્યામદાસ પલલી ગયો હતો. મગજ કંટાળી ગયું હતું. બહાર નીકળવાથી પવનના લીધે તેનું મગજ શાંન્ત થયું. શાંન્ત થતાંની સાથે એકદમ વિચાર થઇ આવવાથી પુનઃ બુમ મારી બોલી ઊઠયો. "હાય! હવે શું થશે? કહેતાંજ અટકયો આગળ બોલી શકાયું નહિ. પણ કંઇ હિંમત આવવાથી પુનઃ બોલવા લાગ્યો. "એ દુષ્ટ! પરસન નીર્દોષના પ્રાણ લેવાને માટે પ્રપંચની જાળ બાંધીશ નહિ. તારી ગંદા દેહના સુખને માટે તારી મનુષ્યા દેહને અફળ કરીશ નહિ. સ્વપ્ન વત સુખના ખાતર નર્ક કુંડમાં પડીશ નહિ. સમજ! કમજાત ઓરત સમજ! અધર્મથી કદાપી કાળે શ્રેય થતું નથી. અધર્મથી તારા કર્મની સજા શું થાય છે. તે મહાન પ્રભુના ન્યાયી દરબારમાં જઇશ ત્યારેજ તું જાણીશ, તે સિવાય તું જાણવાની નથી. પાપી મનુષ્યો શું નથી કરતા તે સાંભળ.

"પાપી મનુષ્યો શું ન કરે ! હોય સંપ, કરે કુસંપ ત્યાં,
ધર્મી જનોનો ઘાણ કાઢી, અધર્મી રહે જંપતા,
નથી સમજતા પાપીઓ. પ્રભુ સૌને જોનાર છે.
સત્યના એલી શ્રી રામ તો, પાપી શું કરનાર છે?

સાચાને સહાય કરવાને કનૈયાકાન અવતાર લેવા તૈયાર છે તો પછી પાપીઓથી શું થનારૂં છે. દુષ્ટ ! ચંડાળો પ્રભુ ઇચ્છા આગળ તારૂં કંઈ પણ ચાલવાનું છે. તમારી પ્રપંચ જાળને છોડનાર હજારો હસ્તવાળા પ્રભુ તૈયાર છે. પ્રભુ ! માણેકના તાજ તમારા હસ્તમાં છે. કહી સ્યામદાસ શાંન્ત થઇ ઉભો રહ્યો. અને કંઇ વિચાર થઇ આવવાથી બોલ્યા સિવાય પલાયન થઇ ગયો.



# પ્રકરણ ૨ જું.



## મણી કપાઇ ગઇ !



ત્રીભોવનદાસની ઘડીઆળને શુધ્ધી આવતાં પાંચ વગાડ્યા. ઘડીઆળની સાથે ત્રીભોવનદાસનું મગજ જોઇન્ટ કરેલું હોય એમ પાંચ વાગતાંની સાથે ત્રીભોવનદાસને કંઇ ભાન આવ્યું. ભાન આવતાંની સાથે તેની ચક્ષુઓ ઉઘડી. અને જુવે છે તો માણેક અને સુંદર ચરણો આગળ બેઠેલાં જોયાં. પણ મણીને નહિ જોવાથી તેનું મગજ ભમવા લાગ્યું. અને એકદમ અમીત થઇ ગયો. અને બકવા લાગ્યો.

"મણી ! કયાં છે. માણી ! કયાં ગઇ ! દશ હજારની અપાવનાર મણી ગઈ. દશ હજારનો દલ્લો આપનાર ગયો ! એકને બદલે બે ગયાં. મણી ! તું કયાં છે ? હું તને કયાં શોધું. તારા સ્થળની મને ખબર નથી. હાય ! મણી તું બરાબર મણી થઇ ! સર્પના શીર ઉપરની મણી ! સર્પના જીવન મણી ! તું મણી થઇને મારી દ્રષ્ટીએથી દુર થઇ ગઈ. ચક્ષુઓ આગળથી અલગ થઇ. અને તારી સાથે દશ હજારનો ડલ્લો દેનાર પરદેશી મુસાફર ચાલ્યો ગયો. ઓ મુસાફર ! તું સ્વપ્ના પ્રમાણે દશ હજારનો ડલ્લો દેખાડી રવાના થઈ ગયો. ચક્ષુઓ ખોલતાંજ રવાના થઈ ગયો ! કહો ! સુંદર અને માણેક દશ હજારનો દલ્લો અપાવનાર મણી કયાં છે ? મારા ભવિષ્યની સાહ્યબી કયાં છે ? મારી જીવન દોરી કયાં છુપાઇ છે ? બતાવો ! મને બતાવો !

મારી મણી કયાં છે. તેનું ઠામ ઠેકાણું બતાવો. તમે કેમ સર્વ બોલતાં બંધ થઇ ગયા છો. તમારા મુખ રૂપી દ્વારને ખોલો, ઓષ્ટ રૂપી કમાડને અલગ કરી માત્ર એજ અક્ષર "મણી" છે એમ કહી દો. તમારી જુબાનથી કહી દો. તમારા સ્વમુખથી કહી દો. હું તમારા ચરણે પડીને કહું છું કે મણીનો મને પતો આપો. તેનાથી હું સુખી થઇશ. હાય ! મણી, સુંદર, માણેક, તમો પણ મારાં દુશમન બન્યાં છો. તમેજ મારાં શત્રુ છો. તમેજ મારા ભવિષ્યને બગાડનાર કટ્ટા શત્રુ છો. મને નીરધન બનાવનાર પાપી છો. હાય ! મણી ! હાય ! મારા બળતા અંતઃકરણને ઠંડુ પાડનાર મણી તું બરફ સમાન ઠંડી હતી. તારાથી મારાં કાળજાં ઠંડાં હતાં.
હાય ! બચો ! બચાવો ! સુંદર અને માણેક મારૂં બળતું અંતઃકરણ ઠંડુ કરો. હું તમારો આભાર માંનીશ. કહી નીચે પ્રમાણે ઉદ્દગારો કાઢયા.

બળતું હૃદય ઠંડુ કરો, દીલ દાગ તો જોશો નહિ;
હાય ! આ શું થયું એ કયાં ગયું ? એમ પુછશો કોઇ નહિ.
ખત્રી.

કહી ત્રીભોવનદાસ શાંન્ત થઇ ઉભો રહયો. પાછા તેના વિચાર ફરવાથી પુનઃ પાછો તેજ સ્થીતિમાં બકવા લાગ્યો. તેની દ્રષ્ટી સૂર્ય ઉપર પડવાથી જમીન ઉપર ઢીચણીએ પડી બોલી ઉઠયો.

"ભાસ્કર ભગવાન ! તમે આજના ઉદય થયા છો કે ગઇ કાલના તે મને કહેશો મારે તમારી સાથે કંઇ વાત કરવાની છે માટે ઉભા રહો. તમારા ઘર તરફ જવાને માટે ઉતાવળા ન થાઓ. પશ્ચિમ દિશા તમારી રાહ જોઇને બેઠી છે. તેમ મારી મણી પણ મારી રાહ જોઇને

બેઠી છે. તે ક્યાં બેઠી છે તેની મને ખબર નથી. માટે મને તેની ખબર આપો. મારી મણી શું કરે છે. તેની મને ખબર આપો. સુર્યને જતો જોઈ.

"કેમ મારૂં કહેવું સાંભળતા નથી ? હું કોણ છું ? કઠોર કચ્છી. તે તમે જાણતા નથી કેમ ! ઠીક છે. હું જોઉં છું કે તમે ક્યાં અસ્ત થાઓ છો. ઓ પશ્ચિમ દિશા તમને હસ્ત જોડીને કહું છું કે સુર્યને તમારા અંકમાં લેશો નહિ. તમારી પાસે, તમારી નજીક રાખશો નહિ. મોરાથી મારી મણી જેવી અલગ થઇ છે. મને દરિદ્રી બનાવી ગઇ છે. મને નિરાધાર કરી ચાલતી થઈ છે. તેમ ભાનુ સુર્યને અલગ કરો. તેમને પણ નીરાધાર બનાવી દો. તેમને દરિદ્રી કરો. મારૂં મુખાર્વીંદ નીસ્તેજ બનાવી દીધું છે. તેવી રીતે ભાનુ સુર્ય હું તને કહું કે તારૂં મુખ પણ સ્યામ થજો. બોલ ! ભાસ્કર ભગવાન આમાં ખરૂં કારણ શું છે? તે મને જણાવ. ક્યાં છે મણી ? ક્યાં છે મુસાફર ? દર હજારનો ડાલો ક્યાં છે. મારે સાત હજારની જરૂર નથી. પણ દશ હજારની જરૂર છે. મારી મણી ! દશ હજાર આપનારને આપીશ. બીજા કોઇને પણ મારી મણી મળશે નહિં. હાય ! મણી ઉદગારો કાઢતાંની સાથે શાંન્ત થઇને ઊભો રહ્યો, ત્રીભોવનદાસને દિવાનો થએલો જોઇ સુંદર પુનઃ બોલી ઊઠયો.

"માતુશ્રી જે અધર્મ છે. તેની અસર અધર્મ કરતાં પહેલા તેના વિચારો કરવાથી દુરદશા થાય તો પછી અધર્મ કરનારને તેની આથી અધીક અસર કેમ થતી નહિ હોય તેનો ખ્યાલ કરવા જેવો છે. દશ હજારની સ્વાર્થી લાલચોના લીધે મારા પીતાશ્રીને મગજ ઉપર કેવી અસર થઇ છે. તે જોઇ મારૂં અંતઃકરણ બળીને આંખ

થઇ જાય છે. ઠીક છે કે આપણે બને જણ છીએ અને કદાચ મારા પીતાશ્રીની તબીયત બાબત બીજા કોઇને ખબર પડે તો આબરૂને બટો લાગ્યા સિવાય રહે નહિ. માતુશ્રી આવી બુરી લાલચો રાખનાર મનુષ્યો જીવવા કરતાં મૃત્યુને શરણુ થાય તેજ ઉત્તમ છે." સુંદરે પોતાનો અભીપ્રાય જણાવતાં કહ્યું.

"સુંદર! મહાન પ્રભુની કળાને કોઇ કળી શકે તેમ નથી. અમૃતની આશાએ રોપેલા વૃક્ષોને ઝેર બનાવનાર પોતેજ છે, અને ઝેરને અમૃત કરનાર પણ તેજ છે. તરણાનો મેરૂ તેજ નિરંજન નીરાકાર કરે છે. અધર્મ કરવાથી અધર્મે ચાલવાથી, અધર્મ બોલવાથી રૈરૌ નર્કનો અધીકારી થાય છે. સાંભળ મહાભારતની અંદર ધર્મ રાજાના અસત્ય અધર્મ બોલવાથી સત્ય ધર્મના લીધે પૃથ્વી ઉપર નહિ ચાલનાર રથ અધર્મ બોલવાથી જમીન પર ઘસડાગો હતો પણ પાછળથી તેનો પસ્તાવો કરવો નકામો છે. જે કાર્ય કરીએ તેનો ખ્યાલ કરી. સત્ય અસત્ય તપાસી, અસત્યને એક બાજુ મુકી ધર્મના માર્ગમાં ચાલવાથીજ આપણું શ્રેય થાય છે. મનુષ્યા દેહ સર્વ પ્રાણી માત્રમાં શ્રેષ્ટ છે. પરમાત્માને ઓળખનાર મનુષ્યા દેહ છે. તેથી અમુલ્ય મનુષ્યા દેહનો ગેર ઉપયોગ કરવાથી અધર્મે ચાલવાથી ચોરાશી અવતાર ધારણ કરવા પડે છે. અને ચોરાશી ફર્યા પછી કર્મના ફળ મળે છે. અધર્મ તેજ પ્રાણી માત્રને નર્કકુંડમાં લઇ જનાર પીસાચ છે. માટે તે રાહ પર નહિ ચાલવું તે મનુષ્યાદેહનોધર્મછે." માણેકે ધર્મ; મુજબ સુંદરને બોધ આપતાં કહ્યું.

"માતુશ્રી જે મનુષ્ય મૃત્યુ પામે છે. તે કાળે ફરીથી અવતાર લેતો નથી. ખાખની સાથે ખાખ મળી જઈ પવનની અંદર ઉડી તેનું નામ કે નીશાન રહેતું નથી. તો પછી ચોરાશી અવતાર કેવી રીતે થતા હશે? સુંદરે પ્રશ્ન કર્યો.

"સુંદર ધર્મની બાબતમાં જેમ ઊંડા ઊતરીશું તેમ આપણી હૃદય ચક્ષુઓ ઊઘડે છે. ભાઈ તું એમ સમજે છે કે તારા મકાનની અંદર તું અહીંઆથી તારૂં મકાન ખાલી કરી ચાલ્યો જાય તો પછી ખાલી મકાન શું ખાલી રહેવાનું? ના, તેમાં પણ કોઈનો વાશ થયા સિવાય રહેશે નહિ. તેમ શરીર રૂપી મકાનની અંદરથી આત્મા જીવ નીકળી જવાથી તેજ નીકળે લો પ્રાણ બીજાના દેહની અંદર કર્મ મુજબ ગમે તેનાં ખોળીયાની અંદર દાખલ થાય છે. મરનાર વસ્તુ મરે છે. પણ આત્મા કદાપી કાળે મરતો નથી. ધર્મ અને નીતિને રસ્તે ચાલવાથી મોક્ષગતી મળે છે. એટલે ફરીથી અવતાર લેવો પડતો નથી. અને અધર્મ તેમજ અનીતિને રસ્તે ચાલવાથી અધોગતીને પામે છે.

સુંદરના પ્રશ્નનો જવાબ આપતાં કહ્યું.

"માતુશ્રી લોકો કહે છે કે પરમાત્માના ન્યાયી દરબારમાં કર્મના ફળ મળે છે. તે હું સમજી શકતો નથી." સુંદરને વ્હેમ આવવાથી કહ્યું.

"બેટા સુંદર મને તારા પીતાશ્રીનો ખ્યાલ આવે છે. કદાચ તારા પીતાશ્રીની તબીઅત આથી વધુ બગડશે અને ન કરે નારાયણ અને તેમાંથી કંઈ જાનને નુકશાન થાય તો પછી મારી બુરી દશા થયા સિવાય રહે નહિ. હાય! પ્રભુ દુઃખોદ્ગાર કાઢતાંની સાથે માણેકની

ચક્ષુમાં ઝળઝળીઆં આવી ગયાં. સતી, સાધ્વી માણેકનું અંતઃકરણ બળીને ખાખ થવા લાગ્યું. પણ દુઃખની કસોટી ઉપર કસાયેલી માણેક હિંમત રાખી પાછી બોલી ઉઠી.

"સુંદર મારા પ્રીય પુત્ર! લોકો જે કહે છે તે સત્ય કહે છે. અને તેવાં ભાષણો ધર્મીષ્ટના મુખમાંથીજ નીકળે છે. અધર્મી લોકો કદાપી પ્રભુને યાદ કરતા નથી. બેટા જે ગુન્હો તું કરે છે તે ગુન્હાની શિક્ષા હું તને ઠપકા રૂપે આપું અને તેજ ગુન્હાની ખબર તારા પીતાશ્રીને થવાથી તને શરીર શિક્ષા કર્યા સિવાય રહે નહિ તે સાબીતી છે. અને તે તારે કબુલ કર્યા સિવાય છુટકો નથી. તો પછી હું, તું અને તારા પીતાશ્રીના પીતાશ્રી મહાન પરમાત્મા શિક્ષા કર્યા સિવાય કેમ રહેશે તેનો ખ્યાલ કર! સૃષ્ટી જેણે પેદા કરી છે, જેણે જન્મ આપ્યો છે. તેના હુકમને નહિ માનનાર પ્રાણી માત્રને શિક્ષા કર્યા સિવાય રહેશે નહિ. કહી માણેક શાન્ત થઇ ઉભી રહી. એટલામાં મણી-જાય છે! પકડો! મારી દશ હજારની મીલ્કતને પકડો. ત્રીભોવનદાસના મુખમાંથી ઉદ્ગારો નીકળતાંજ ત્રીભોવન જેવો દોડવા જાય છે કે કાષ્ટના સ્તંભ સાથે તેનું ભાલ કપાળ અથડાવવાથી લોહી નીકળી આવ્યું. લોહીને જોતાંજ "મણી! કપાઇ ગઇ" ત્રીભોવનદાસ ઉદ્ગારો કાઢી જમીન ઉપર પછડાઈ ગયો. કે સતી માણેકે પોતાનો સાળુ ફાડી ત્રીભોવનદાસના કપાળ ઉપર જોરથી પાટો બાંધી દીધો. ત્રીભોવનદાસ બેભાન થએલો હોવાથી તેને બીલકુલ ભાન નહિ રહેવાથી સુંદર અને માણેકે ત્રીભોવનદાસના અચેતન દેહને અધર ઉપાડી પલંગ ઉપર સુવાડી બંને જણ શુદ્ધીમાં લાવવાના ઉપાય કરવા લાગ્યા.

# પ્રકરણ ૩ જું.

## મણી! મારા અંતઃકરણથી દુર જાઓ!



રાતના નવ વાગ્યાનો સમય છે. મનુષ્ય માત્ર પથારીઓ કરવામાં મશગુલ થઈ રહ્યાં છે. તો કેટલાક વાતોના ગપ્પા મારી રાત્રી સુખમય નીવારે છે. તો કેટલાક વધારે પરીશ્રમથી થાકી ગએલા મજુર વર્ગ પથારી કર્યા સિવાય જમીનને સો મણ રૂની તળાઈ સમજી ઘસઘસાટ ઊંઘે છે. તો કેટલાક પ્રેમ પાસમાં પડી જઈ પ્રેમ પત્નીની સાથે હાસ્ય વિનોદ કરતા જણાય છે. આવા સુખમય સમયમાં એક અરાઢ વર્ષનો પુરૂષ પોતાના શયનગૃહમાં પલંગ ઉપર બેઠો બેઠો કંઇ વિચાર કરતો જણાય છે, તેના મુખ ઉપર થતા ફેરફારોથી કંઈ અજાયબ થયો હોય એમ દેખાયા સિવાય રહેતું નથી. વિચાર રૂપી સમુદ્રની અંદર તરૂણ પુરૂષ જોલા ખાતાં મગજ શક્તિ રૂપી મચ્છના તાબામાં આવવાની સાથે બોલી ઉઠયો. “ મણી! તમારા મનમોહક શબ્દો મારૂં કાળજું વીંધી બહાર નીકળી જાય છે. મારૂં હૃદય પોતાની મર્યાદામાં નહિ રહેતાં તમારા લાવણ્ય ભરેલા શબ્દો તરફ દોરાય છે. મણી! તમારૂં દુઃખ, તમારી આશા, હરવખત મારા મગજની અંદર ચક્કરની માફક ફેરવે છે. તેની સાથે મને પણ ફેરવ્યા સિવાય રહેતું નથી. લગ્ન બે પ્રકારનું થાય છે. તે તમારા મુખથી સાંભળતાં અંતઃકરણ ચીરાઇ જાય છે, છાતી બીલકુલ કહ્યું કરતી નથી. તમારા જેવી પ્રેમની મુર્તિને તમારા પીતા

તમારા અંતઃકરણના પ્રણયી સાથે લગ્ન ન કરાવી આપે તો પછી તમારા પીતાનો સ્વાર્થ છે. તેમ સમજવું મણી! બરાબર છે. તમારા પીતા સ્વાર્થી છે. લોભી છે. તેથીજ તમારી ઉછરતી જુવાનીને ઝેરમાં મીલાવી દેવા તૈયાર થાય છે. સીંહણનું પય કુપાત્રમાં નાંખી પોતે મૂર્ખાઈ કરે છે. સીંહનો શિકાર શીઆળવાં ખાઇ જાય છે. તેમ મારા પ્રેમનો શીકાર પ્રેમહીન મનુષ્યો લેવાને તૈયાર થાય છે. પ્રેમ તે શુદ્ધ પાત્ર શુદ્ધ અંતઃકરણની અંદર રહે છે. પ્રેમહીન મનુષ્યો પ્રેમની પરિક્ષા કરી શકતા નથી. પણ મરકટના ગળે મણી બાંધવા જેવો ભાવાર્થ સમજે છે. મણી તમો મણી રૂપ છો. બારાંગના શીર ઉપર રહેનાર મણી છો. લોહને કંચન બનાવનાર મણી છો. તમારી બાબતથી ગમે તેવો પુરૂષ હશે. પણ પ્રેમનો પહેલો પાઠ તમારી પાસેથી ભણ્યા સિવાય રહેશે નહિ. તમોને ગુરૂ કરતાં બીલકુલ અચકાશે નહિ. હાલ તમારા અંતઃકરણની અંદર સુખને બદલે દુઃખ હર્ષને બદલે શોક, મારી દ્રષ્ટીએ દેખાય છે. હાલમાં તમારી જીંદગીમાં હર્ષ શોકના ચીત્ર વિચીત્ર પગ પડેલા જણાય છે.

"હર્ષ શોખના રંગીન પાના ચિત્ર વિચિત્ર પડયા જીંદગીમાં!
સિંધુ તરંગની વહે છે, પરંપરા એક પછી તેમ વહેઆ
કાળો પટો કોઇ, કો સોનેરી, કોઇ રડાવે કોઇ હસાવે
આંસુ સુકયાં ત્યાં હાસ્ય રહ્યું ત્યાં. હાસ્ય પછી આંસુ પછી પલમાં પડેછે

કલાપી.

હાય! તમારી પણ તેવીજ દશા છે.

હશે જે થાય છે તે સારાને માટે થાય છે. પ્રભુ જે કરે છે તે સારાને માટે કરે છે. સુખ પછી દુ:ખ, દુ:ખ પછી સુખ, એમ પરમાત્માની ઇચ્છા રૂપી ઘટમાળમાં ફર્યા કરે છે. અને તે માળામાંથી નીકળ્યા પછી ખરા મણકા ખરા મનુષ્ય તરીકે બહાર નીકળાય છે. દશકો દુ:ખનો. અને દશકો દુ:ખનો એમ વારા ફરતી કુદરતના નીયમ પ્રમાણે કરે છે. તમારો સમય, તમારૂં વાદળ દુ:ખનું છે. સફેદ રૂના ઢગલાની અંદર રૂને ખરાબ કહેવરાવનાર કોલશો હોય છે. તેમ તમારા સુખની અંદર દુ:ખ કોલશા રૂપી તમારા રૂપમાં ફેરફાર કરે છે. પણ તેનો સમય આવશે! માણી ગભરાશો નહિ. તમારા દુ:ખને જોઇ ડરશો નહિ. દરેકની અવધી દરેકની મુદત, અને દરેકના નીયમ હોય છે. તમારા દુ:ખની દોરી તેની મુદત, તેના નીયમ પ્રમાણે કામ કરી સુખની અવધી આવશે. તે નક્કી સમજી લેજો. દરેકની દશા એક સરખી જતી નથી. દશા પ્રાણી માત્રને દેવ, દાનવ ગરીબને અમીર સર્વના ઉપર અમલ કરે છે. સર્વને લાગુ પડે છે. રાવણ સરખા. સીકંદર જેવા. બાબર, અકબર જેવા મહા ચક્રવૃતી રાજાઓને ફેરવ્યા છે. તો પછી આપણને કેમ ન ફેરવે! બરાબર સૌ પોતપોતાના નીયમ મુજબ કરે છે. તમારા પીતાશ્રીનો નીષ્કલંક પ્રેમ, વાત્સલ્ય પ્રેમ સ્વપ્નાની માફક ઉડી જવાથી દુ:ખી છો. પણ તેથી શું! તમારા એકલાના ઉપર નથી. પણ હાલના જમાનામાં દરેકને થયા કરે છે. અને બીચારા નીર્દોષ જનો કપાળ ઉપર હાથ મારી રડે છે.

જીવન દોરી બનત અકારી પ્રેમ સંયોજિત હોત નહિ તો:
એજ સત્ય છે. તો મુજ આયુ પ્રેમ તુટયા પછી ક્ષણમાં તુટો હો!

પણ નીસ્કલંકને વતસલ પ્રેમી પ્રેમ નસે ચકચુર થએલાં:
મધુ સ્વપ્ન સૌ ઊડી જવાથી આશા ભંગથી બહુ છે રોયાં !

કલાપી.

મણી ! જન્મ આપનાંજ આપણા માત પીતાનો વત્સલ્ય પ્રેમ ન હોતતો આપણે આટલા વર્ષ સુધી જીવ્યા તે જીવવા પામત નહિ. પણ આશામાંને આશામાં માતા પીતા ઉપર આપણા સુખની ખાતર પ્રેમ રાખવા લાગ્યા. છેવટે આશા ભંગ થવાથી તમારા જેવી દશા થાય છે.

હાય ! મનુષ્યો આશામાંને આશામાં રહેલા બાળકોની બુરી દશા કરનાર માતા પીતાઓ તમોએ વાત્સલ્ય પ્રેમ ન રાખ્યો હોત તો બાળકોની બુરી દશા થાત નહિ. બાળકોના દુસ્મન, વેરી માતા પીતા છે. અને તેજ મુર્ખ સ્વાર્થી માતા પીતાઓ નિર્દોષ બચ્ચાંઓની ગરદન પર છુરી મેલતાં વીચાર કરતા નથી. હાય! મણી, મારૂં આમાં બીલકુલ ચાલતુ નથી.

હાય ! મણી તમારે માટે હું શું કરૂં. તમારો પ્રેમ મારે કયા સ્થાનમાં રાખવો તેની મને સુજ પડતી નથી. કહેતાંની સાથે તરૂણ પુરૂષ ! કંપારી છુટી. તેના અંતઃકરણની અંદર પ્રેમ ઉત્પન થયો. તરૂણ પુરૂષના ચક્ષુઓ મણીનેજ જોવા લાગ્યાં. એટલામાં તેને કંઈ વિચાર થઇ આવવાથી બોલી ઉઠયો.

" મણી ! આ તમારા પ્રેમનું સ્થાન નથી. હું તમારા લાયક નથી. હું તમારા ભવિષ્યનું નાવ નથી. મણી ! તમે ભુલો છો. જાઓ નાદાન થશો નહિ. તમને સંસાર સમુદ્રની અંદર તરવાનું નાવ તમારા પીતાશ્રી ખોળી આપશે. તેમાં બેસી સંસાર સમુદ્રની

પાર ઉતરજો. હું મારી ચક્ષુમાં તમને જોઉં છું. તમારીજ મુર્તી મારી ચક્ષુઓ આગળ ફર્યા કરે છે. પણ જેવા તમો છો, તેવો હું છું. તમારા ભવિષ્યનું નાવ જગજીવન છે. અને તેની અંદર બેસી તમારે સમુદ્ર તરવાનું છે. સમુદ્ર પાર જતાં તમારા નાવને નુકશાન લાગશે. તેમાં મદદ કરતા હું થઇશ. તમારો હસ્ત પકડી સંસાર સમુદ્રની પાર ઉતારીશ પણ જ્યાં સુધી જગજીવન છે. ત્યાં સુધી કંઇ પણ થઇ શકવાનું નથી ભલે! મણી દુઃખ સુખ પડે તો પણ ગભરાશો નહીં કોઇ વખતે તમારી ખબર લઇશ, જાઓ હઠો દુર જાઓ કહેતો તરૂણ પુરૂષ શાંત થઇ ઉભો રહયો એટલામાં તેને કંઇ વિચાર થઇ આવવાથી શાંન્ત થઇ લાંબો થઇ ગયો. પલંગ ઉપર લાંબા થતાંની સાથે નીદ્રાદેવીની તેના ઉપર મહેરબાની થવાથી ચક્ષુઓ મીચાવા લાગી. એટલામાં છેલી વારના "મણી! મણી મારા અંતઃકરણમાંથી દુર જાઓ" ઉદ્દગારો કાઢતાની સાથે ઘસઘસાટ ઉંઘવા લાગ્યો

વ્હાલ વાંચક સુજ્ઞ બંધુ આ તરૂણ પુરૂષ તે બીજો કોઇ નહિ પણ રતિલાલ હતો. મણીને રતિલાલ શુદ્ધ અંતઃકરણથી ચહાતો હતો. મણી પ્રત્યે તેનો પવિત્ર પ્રેમ હોવાને લીધે બીજા સંસારીક વિચારો તેના અંતઃકરણની અંદર નહિ હોવાથી ઉપરના ઉદ્દગારો કાઢતાંજ ઉંઘી ગયો.

---(૦)---

# પ્રકરણ ૪ થું.

## સબુર.



સવારના સાત વાગ્યનો સમય છે. ભાસ્કર ભગવાન પોતાનું રૂપ સૃષ્ટીમાં વસનાર પ્રાણી માત્રને દેખાડવાને માટે દર્શન કરાવવાને માટે ઉપર ચઢતા જણાય છે. તે વખતે સ્યામદાસ પલંગ ઉપર બેસી હુક્કાની નળી હસ્તમાં લઇ ગુડગુડ અવાજ કરતો જણાય છે. એવામાં ભયંકર અવાજ થતાંની સાથે ચમકયો હસ્તમાંથી હુક્કાની નળી છોડી દેતાં જમીન ઉપર પડતાની સાથે ચલમના ટુકડે ટુકડા થઈ ગયા. સ્યામદાસ એકદમ ગભરાઈ ગયો. અવાજ કયાંથી આવ્યો તે જોવા સારૂ પોતાની દ્રષ્ટી પાછળ ફેરવતા દિવાલ ફાટેલી જણાઇ. અંદરથી ધુમાડાના ગોટે ગોટ નીકળવા લાગ્યા આ નવાઈ પમાડે તેવો તમાસો જોઇ સ્યામદાશ પોતાનો સરસામાન અંદરની બાજુ ભરવા લાગ્યો પણ પાછો તેને વિચાર થઈ આવવાથી ફાટેલી દિવાલ તરફ દ્રષ્ટી કરતાં દિવાલ હતી તેજ સ્થિતિમાં થઇ. પણ એક જોબનમાં જુલતી જુવાનીની ધજા ફરકાવતી નવયૌવન બાળાને જોતાંજ "કોણ! મણી આશ્ચર્ય પમાડે તેવા ઉદ્‌ગારો નીકળી પડયા. એટલામાં પુતળાની માફક સ્તબ્ધ થઇ ઊભેલી મણીએ' હા! તેજ દુઃખમાં દટાએલી મણી જવાબ આપતાની સાથે બંને જણ શાંન્ત થઇ ઊભા રહ્યા. એટલામાં પુનઃ ગોળી ઉડી.

"તમે કોણ છો?" મણીએ પ્રશ્ન કર્યો. —

"અફસોસ! મણી હું તને કંઈ જવાબ આપતો નથી. પણ અમોએ આ કાર્ય કરેલું છે. તું ગભરાઇશ નહિ. હું તારો દુશ્મન નથી. પણ હિતેચ્છુ છું. માટે શાન્ત થા આ મકાન તારૂં છે." શ્યામદાસે ભાવપણથી જવાબ આપ્યો.

મણી શ્યામદાસના જવાબથી ચીડાઈ ગઇ. અને પુનઃ ક્રોધાવેશમાં બોલી ઉઠી.

"પ્રપંચી પુરૂષ હું તારા પ્રપંચને જાણું છું. તું મને શા હેતુથી તારા મકાનમાં રાખે છે. તેનો મને જવાબ આપ. બોલ! જલ્દી બોલ." મણીએ પુછ્યું.

"મણી! હેતુ મારો એ છે કે હું તને સુખી કરવા માગું છું. હું તને મારી પુત્રી કરી મારા મકાનની અંદર રાખવા ઇચ્છુ છું માટે બેટા મણી શાંન્ત થા. તારા અંતઃકરણમાં બીલકુલ વ્હેમ લાવીશ નહિ" શ્યામદાસે પોતાનો અભીપ્રાય જણાવ્યો. શ્યામદાસનુ બોલવું સાંભળી મણીના અંતઃકરણની અંદરની જે ખરાબ વ્હેમ હતો. તે પલાયન થઇ ગયો. પણ સાબીતી માટે પાછી મણી બોલવા લાગી.

તમે મને પુત્રી કરીને રાખો છો. તો તેની સાબીતી તમારી પાસે શું છે. મણીએ કંઇ શાંન્તીથી કહ્યું.

"બેન મણી તેની સાબીતી શું આપું. મારી સાબીતીની જરૂર હોય તો તમારા અને મારા બંને વચ્ચે ઇશ્વર શાક્ષી છે. અને તેથી અધીક સાબીતીની જરૂર હોય તો લે બેટા મણી આ કટાર તૈયાર છે. માર મારી છાતીની અંદર ભોંકી દે અને આ છાતી ચીરી મારા અંતઃકરણની અંદર શું છે. તે જોઇ લે. જો બેટા મણી

તપાસ કર! આવો અમુલ્ય સમય કદાપી કાળે તારા હસ્તમાં આવશે નહિ."

કહેતાની સાથે શ્યામદાસે ધ્રુજતા હાથે મણીના હસ્તમાં કટાર આપતાંની સાથે પુનઃ ઉદગારો કાઢયા.

"શાબાશ! ધર્મ પીના ધન્ય છે. તમારી નીતિને દુનીઆની અંદર આપ મારા ખરા પીતા છો. નિસ્વાર્થ સ્નેહી આપ છો. પ્રભુ! હાય! કુંદન કથીર થયું. કથીર કંચન થઇ દુનીઆની અંદર ઝળકતું દેખાય છે. આજથી આપ મારા પીતા છો એમ હુ સમજું છું. મારી જીંદગી તમારા હસ્તમાં છે. મારૂ સુખ. તન. મન. ધન. આપ પોતે છો. આ અસાર સંસારની અંદર આપના સીવાય મારૂ કોઇ નથી. નીરાધાર ને આધાર આપી બળતા અગ્નીમાં હોમતા અટકાવી તેથી આપનો હું આભાર માનું છું. હાય! પ્રભુ મારા એક જીવને માટે કેટલાં પ્રાણી દુઃખી થાય છે. ઓ પીતા! તમારી પાપી પુત્રીને આ આપેલા કટાર મારી છાતીની અંદર ભોંકી દો. જેથી સ્ત્રી અવતારમાંથી, ગંદી દેહમાંથી પવિત્ર રહેલા આત્મા પરમાત્માની હજુરમાં રવાના કરી દઉં. આ કટાર પરોપકારી પુરૂષને માટે નથી. પણ પાપીઓના કાળજા ચીરવા ને માટે તૈયાર થયો છે. આ કટાર પુરૂષ જાતિ નહિ હોવાથી આપની છાતી કદાપી કાળે ચીરસે નહિ. પણ સ્ત્રી જાતિ કટાર હરહમેશાં સ્ત્રીઓના કામમાં આવવાની જુઓ! તેની ચળકતી ચક્ષુઓ મારી તરફજ જોયા કરે કરે છે. મારી છાતી તરફ જોયા કરે છે. મારાજ રૂધીરની પીનારી ડાકણ છે. માટે આપની છાતીમાં નહિ મારતાં દુઃખી દેહને કાળના મુખમાં આપવો એજ ઉતમ છે. સ્ત્રી જાતિ કટાર તારી ફરજ મારૂં

કામ કરવાની છે. મારી છાતી ચીરવાથીજ તને ફતેહ છે. જીત છે. તારી આબરૂ છે. આ ઝેરી કટાર તારામાં મારી છાતી ચીરવાની હિંમત ન હોય તો મને પ્રથમથી કહી દે. હું તારી કદાપી કાળે સોબત કરીશ નહિ. હું તને સ્ત્રી જાતિના નામથી બોલાવીશ નહિ. બોલ તારો વિચાર શું છે. ? બોલ ! જલ્દી બોલ ! મારા ખુનની તરસી છે કે નહિ. તેનો મને જવાબ આપ "આ પ્રમાણે કટારને કહી. પોતાનો હાથ આમતેમ ફરતાંની સાથે સુર્યના કિરણથી તીષ્ણ ધાર વાળી કટાર ચળકવા લાગી કટારને ચળકતી જોઈ મણી પુનઃ બોલી ઉઠી.

"સમજી ! મારી પ્રીય સખી હું સમજી. સ્ત્રીઓની પીડા સ્ત્રીઓ જાણે છે. તું પણ દુઃખી હું પણ દુઃખી છું. આપ બંને પતી પક્ષના છીએ. એટલે તારી ફતેહ થનારી બસ ! તારો એજ વિચાર છે. બોલી મણીએ સ્યામદાસ તરફ દ્રષ્ટી ફેરવી. અને ચારે ચક્ષુઓ એક થતાંની સાથે મણી પુનઃ બોલી ઉઠી.

"ધર્મ પીતા ! પ્રણામ છે. પરોપકારી પુરૂષ છેલ્લી વારની સલામ છે. આ પાપી મણી આપને યાદ આવે તો તેને પ્રેમથી જોજો. મારી રહેમ નજરથી તેના મૃત દેહને અગ્નીદાહ દેજો. હું જાઉં છું. જુઓ ! યમદુતો મારા પ્રાણ લેવાને માટે ઈસારા કરી રહ્યા છે. હું આવું છું. મારી પાસે કોઈ આવશો નહિ. મારે પુરૂષની જરૂર નથી. હું સતી છું ! શીયળને સાચવી રાખનાર શીયળ વંતી છું. ખબરદાર યમદુતો ! મારી નજીક આવશો તો હું તમને બાળીને ભષ્મ કરી નાંખીશ. બસ ! એટલું" કહેતાંની સાથે મણીની ચક્ષુઓ ફાટી જોતજોતામાં વીકરાળ જોગણીની મારફ થઇ ગઇ. ચક્ષુઓ

ક્રોધના આવેશથી લાલચ્રુમ જેવી થઇ ગઇ. અને પુનઃ ક્રોધીત થઈ બોલવા લાગી.

"હિંમતવાન દીલ ! ભયભીત થઈશ નહી. નીડર થા, ઓ પાપી પ્રાણ ! તારા કાલાવાલાથી મને બીલકુલ દયા આવવાની નથી. તારાથી ડરનારી નથી. તારાથી કદાપી કાળે ભયભીત થઇશ નહિ ! શાંન્તથા ! મણીના છેલાયુી જીવ શાંન્તથા. હમણાંજ તને યમદુતોનાં હસ્તમાં સોંપું છું. તૈયાર ! કહેતાની સાથે મણીનો હસ્ત ઊંચો થયો. જેવી કટાર છાતીમાં મારવા જાય છે. એટલામાં "સબુર" ઉદ્‌ગારો નીકળતાંજ મણીનો હસ્ત ઊંચોને ઊંચો રહી ગયો. સ્યામદાસ બીચારો મણીનું રૂપ જોઇ અજાયબ થઈ ગયેલો હોવાથી મણી શું કરે છે તેનું પણ ભાન રહ્યું નહીં. એટલામાં સબુર એટલાંજ શબ્દ સંભળાતાં સ્યામદાસ ચમકયો. મણીના હસ્તમાંથી કટાર ખુંચવી લેતાં ભેદી પુરૂષ તેઓની સમક્ષ ઉભો રહ્યો. એટલામાં સ્યામદાશ બોલી ઉઠયો.

"અફસોસ ! ભેદી પુરૂષ અફસોસ. હાય ! આ બાળાનું દુઃખ મારાથી હવે જોઇ શકાતું નથી. દુઃખના ડુંગર તળે દબાએલી મણી આપઘાત કરવાની તૈયારીમાં હતી. પણ ઠીક થયું કે આપ સમય વખતે આવી પહોંચ્યા નહિ તો આ ગુલબદન બાળાનું શરીર ધુળમાં મળી જાત.

"સ્યામદાસ તમો ભુલો છો. જેને રાખવાવાળો રામ છે, તો તેને મારવાવાળો કોઇ નથી, આયુષ્યની દોરી જ્યાં સુધી કુદરતના કરનાર, કુદરતના બનાવનારના હસ્તમાં છે. ત્યાં સુધી કંઇ પણ થઇ શકવાનું નથી. જેની આયુષ્ય દોરી લાંબી છે. તેને બચાવવા માટે

મહાન પરમાત્મા ગેબી મદદ પહોંચાડે છે. અને જેની આયુ-ષ્યની દોરી પરમાત્માના હસ્તમાંથી ખસી ગયેલી તેની પાસે કોઇ મનુષ્યો હોય છે. છતાં કંઇ પણ થઇ શકતું નથી. મનુષ્યો કંઇ કરી શકતા નથી. જે કરે છે. થાય છે. તે પરત્માની ઇચ્છા વિના કંઇ પણ થઈ શકતું નથી. મણીને બચાવનાર. મણીની આયુ-ષ્યની દોરી લાંબી કરનાર નીરંજન નીરાકાર છે. ભેદી પુરૂષે પરત્માનો ઉપકાર માનતાં કહ્યું.

ભેદી પુરૂષ બોલી રહ્યો કે તરત શ્યામદાસ બોલવાનો વિચાર કરે છે, એટલામાં મણી પુનઃ બોલી ઉઠી.

તમો પણ દુઃખી છો? મણીએ પ્રશ્ન કર્યો.

"મણી દુનીઆમાં સુખી કોઈ નથી. દુનીઆની અંદર સર્વ પ્રાણી માત્રને દુઃખ રહેલું છે. ધર્મી પુરૂષોને અધર્મ કરવાનું દુઃખ છે. અને અધર્મીને ધર્મને રસ્તે ચાલવાનું દુઃખ છે. સૌને પોતાના ગજા પ્રમાણે પોતાના અંતઃકરણ પ્રમાણે દુઃખ સમાયલાં છે. સુખ અને દુઃખ પરમાત્માએ આપણા તનની સાથેજ જડેલાં છે. તો પછી દુઃખ કે સુખનો ખ્યાલ કરવો તે નકામું છે. બેન દુઃખનો ખ્યાલ કરી બેસી રહેનાર કે આપઘાત કરી પોતાના આત્માને કાળના મુખમાં મેલનાર મનુષ્ય કેવળ મુર્ખ છે. જેમ અધર્મ કરવાથી પાપ લાગે છે, તેમ આપઘાત કરવાથી પાપમાં પડાય છે. મણી તું પણ પાપમાં પડતાં બચી ગઈ તેથી પરમાત્માનો આભાર માન. દીન દયાળું પ્રભુ તારા ગુન્હાની માફી આપશે."

કહી ભેદી પુરૂષ શાંન્ત થઇ ઉભો રહ્યો.

મને બચાવવાથી આપનો શો સ્વાર્થ છે. તમો મારા પીતાશ્રીના ભાઈ બંધ છો. તેથીજ મારા પ્રાણ બચાવ્યા. પાછો વિચાર થઇ આવવાથી ક્રોધીત થઈ પુનઃ બોલવા લાગી." પણ તેથી તમારૂં ધાર્યું થશે નહિ. તમારો દોસ્ત તમે તેમજ આખી દુનીઆના લોકોને તેડીને આવો પણ કદાપી કાળે મારી પાસેથી તમારા સ્વાર્થને સાધી શકશો નહિ. હું કોણ છું ? હું શેષ નાગના શીર ઉપર રહેનારી મણી છું. તેની સાથે અનિતિ કરવાથી તમારૂં શ્રેય થવાનું નથી. મને એકલી નીરાધારને જોઇ તમારો સ્વાર્થ જોતા હોય તો તેનો વિચાર તમારા અંતઃકરણની અંદરથી કાઢી નાંખજો ત્રીભોવનદાસ કોઇ દિવસ મારો પીતા થયો નથી. અને થવાનો નથી. હુ તેની પુત્રી નથી. જો તમે તેમના કહેવા થકી આવ્યા હોય તો જાઓ! કહી દેજો કે તારી મણી બેટી થઇ ગઇ. કહી મણી શાન્ત થઇને ઉભી રહી.

"મણી! તારો સંદેશો હું કોને કહું. તારા પીતાને અને મારે કંઇ સબંધ નથી તારો પીતા અધર્મી પુરૂષોમાં કહેવાનો શ્રેષ્ટ મનુષ્ય છે. પાપી ! સત્યાનાશી ચંડાળ છે. તેની પાસે જવા કરતાં મહાન પ્રભુ પાસે જવાને હું ખુશી છું. નર્ક કુંડમાં, બળતા અગ્નીમાં પડવાને ઘણો ખુશી છું. પણ પાપી મનુષ્યોની પાસે જવામાં નુકસાન છે. મણી! હુકમ કર પ્રભુને ત્યાં જવાને માટે હુકમ કર, તેના ત્યાં જવાને માટે કમર કસીને મૃત્યુની સામગ્રી લઇને પ્રાણની પરવા રાખ્યા સિવાય પ્રભુને ત્યાં જવાને તૈયાર છું પણ તારા સ્વાર્થ અંધ પીતાશ્રીને ત્યાં જવા ખુશી નથી. તે નક્કી સમજી લેજે." કહી ભેદી પુરૂષ શાંન્ત થયો. એટલામાંજ મણી પુનઃ બોલવા લાગી.

"ત્યારે શું તમે તેના દુસ્મન છો. તો આવો તમારી રંક પુત્રીના ઉપર દયા કરી બળતા અગ્નીમાંથી બચાવો. તમારો મને આધાર છે. તમારે લીધે જીંદગી બચી છે. મારા તનના ટેકા તમો છો. તમારો આધાર મને ન હોત તો આપના દર્શન કરવાને માટે ભાગ્યશાળી થાત નહિ અને આપે મારી ઉછળતી જુવાનીને ઝેરમાં મળી જતી અટકાવવાથી આપનો હું ઉપકાર માનું છું. "મણીએ ઉપકાર આપતા કહ્યું.

"મણી ! તું તેમજ દુનીઆની અંદર વસનારા તમામ પ્રાણી માત્ર નીરાધાર છે. અને તેમનો આધાર પરમાત્મા છે. મારો ઉપકાર નહિ માનતાં નીતિને રસ્તે દોરનાર પરમાત્માનો આભાર માન. જેથી તારી કાયાનું કલ્યાણ થસે

આ પ્રમાણે ભેદી પુરૂષ બોલી રહ્યો છે. એટલામાં ગામની અંદર બુમ પડી. બુમ સાંભળતાંજ "મણી ! તું ઘરમાં રહેજે. બહાર નીકળીશ નહિ. હમે એક કલાકની અંદરમાં જઇને પાછા તારી પાસે આવીશું." કહેતાંની સાથે સ્યામદાસ અને ભેદી પુરૂષ મણીનો એક પણ ઉચ્ચાર સાંભળ્યા સિવાય વિધુત વેગથી પોતાના ચરણો ઉપાડી સ્યામદાસના મકાનનો ત્યાગ કરી પલાયન થઇ ગયા. જ્યાં સુધી મણીની દૃષ્ટિ તેમના તરફ પડી ત્યાં સુધી શુદ્ધ પ્રેમથી પીતાના જવાથી પુત્ર દુઃખી થાય તેટલાજ દુઃખથી બંને જણ દૃષ્ટી મર્યાદા બહાર જતાં મણી નીઃશ્વાસ નાંખતી મકાનમાં ચાલતી થઇ.



# પ્રકરણ ૫ મું.



## શું ! ગયા ?



પ્રણયીને ઓળખવાને માટે બીજા કોઇને ઓળખાવવાની જરૂર નથી. પ્રણયીને બોલાવવાને માટે આમંત્રણની જરૂર નથી. પ્રેમીને વધાવવાને ચોખા પુષ્પની જરૂર પડતી નથી. પાપીને ઓળખાવવાને માટે શીંગડાની જરૂર પડતી નથી. તેમ જેના અંતઃકરણની અંદર પ્રેમની લાગણી છે. તે કદાપી કાળે રૂપ, રંગની જરૂર પડે છે. પ્રેમને ઓળખવાને માટે ખરા પ્રણયની જરૂર પડે છે. ખરા પ્રણયીના શુદ્ધ અંતઃકરણો ઓળખવાને માટે પ્રેમની જરૂર પડે છે. ચક્ષુઓ તેમાં વધારો કરવાનું કામ કરે છે. મન પ્રેમને દોરનાર છે. મન ત્યાં પ્રેમ. અને પ્રેમ ત્યાં દીલ જાય છે. ખરા પ્રણયીના શરીરો પ્રેમની ખાતર તીક્ષ્ણ તલવારથી કપાયાં છે. લોહીના ખાડાઓ ભરાઇ ગએલા છે. પ્રેમ ત્યાં મન. મન ત્યાં તન મળે છે. નહિ તો બીલ્લી અને ઉંદરડાનો મેળ ખાય તો પછી પ્રેમ હીન મનુષ્યો પ્રેમ વાળા મનુષ્યો સાથે મેળ ખાય. મન ત્યાંજ સર્વ કંઇ મળી શકે છે. અને મન, પ્રેમ નથી ત્યાં ખાલી મુઠી છે. એટલે કંઇ પણ મળી શકતું નથી.

ચીતરોડા ગામની બહાર ઉદ્યાનમાં ભીન્ન ભીન્ન જાતના પુષ્પના છોડ આવી રહ્યા છે. ઊપવનના પક્ષીઓ કીલકીલાટ કરી રહ્યાં છે. તેમના અવાજથી આખું ઊપવન ગાજી રહ્યું છે. ભોગી ભમરાઓ મીઠી સુગંધીના લેનાર ભટકતા ભમરા કાચી કળીની મીઠી

સુંગધીથી ખુશી થતા પાંખોનો ફડફડાત કરતા. પોતાની પ્રીય કળીને પ્રેમથી ચુંબન કરતા. આમતેમ અથડાતા અંદર અંદર લડી, મરતા ઇશ્કમાં દિવાના થએલા સ્યામ ભમરાઓ પ્રેમના બળેલા ભોગી ભમરો આણીગમ તેણીગમ ફરતા જણાય છે. એટલેથી નહિ અટકતાં ઊપવનમાં આવેલા કુવા ઉપર જઇ નવયૌવન બાળાઓના શીર ઉપર ફરતા હેરાન કરતા ગુણગુણાટ કરતા જણાય છે. મધ્યાહન કાળનો સમય હોવાથી સુર્યનારાયણ પણ ઊપવનની ઠંડી હવા લેવાને માટે ડોકીયું કરતા જણાય છે. પોતાના કિરણો ફેંકતા ભાસ્કર ભગવાન પોતાનું નહિ ચાલવાથી પશ્ચિમ દિશા તરફ જતા જણાય છે. તાપમાં કંટાળેલા મનુષ્યો આ મધુબાગમાં આવ્યા સિવાય રહેતા નહિ. પણ આજ કંઈ કારણને લીધે મધુબાગની અંદર કોઈ જણાતું નથી. પણ આપણી દ્રષ્ટી ફરાવી ચારે બાજુએ તપાસ કરો. તમને કંઈ પણ જાણવાનું મળશે જુઓ મધુબાગની અંદર આવેલા ફુવારા પાસે એક બંગલાની અંદર એક તરૂણ પુરૂષ આરામચેર ઉપર પડેલો આપણી દ્રષ્ટીએ દેખાય છે. તે કંઇ ઊંડા વિચારમાં ગરકાવ થઈ ગયેલો આપણી દ્રષ્ટએ દેખાયા સિવાય રહેતો નથી. તેને કંઈ વિચાર થઇ આવવાથી ઓષ્ટ ફડફડવા લાગ્યા અને થોડીવાર તેજ સ્થીતિમાં રહી પુનઃ નીચે પ્રમાણે ઉદ્દગારો કાઢયા.

વિયોગે ભુલાએ પ્રીતિજન. વૃથા એમ વદતાં
વિયોગે ભુલાયે, ભુંસાયે પ્રીતિ નહિજ પણ એ સવાર્થ સ્વપ્ના

કલાપી.

કેવા મુર્ખ મનુષ્યો, પોતાના માણસને વિસારી દેછે. એક વખત દ્રષ્ટીએ પડી જાય છે. ભુલી જાય છે. એક વખત મેળાપ થયા પછી

બીજી વખત મેળાપ થયા છતાં તેને પીછાનતો નથી. તેનું કારણ પ્રીતિ નથી. પ્રેમ થથી. મહોબ્બતથી મરતા દેહને બાળનાર પતંગીઓ નથી પણ સ્વાર્થી, લુચ્ચા સ્વાર્થ સાધુ હોય છે. શુદ્ધ અંતઃકરણથી મળેલા મનુષ્યો કદાપી કાળે દીલની અંદરથી હૃદયના તારમાંથી નીકળી શકતો નથી. અને તે નીકળી જનાર, કાઢી મુકનાર સ્વાર્થી છે. દુનીઆની અંદરથી મનુષ્ય વીસરતું નથી. પણ તેનો સ્વાર્થ વીસરી જાય છે. સ્વાર્થ વીસરતાં હજારો વર્ષનો મેળાપ વીસરાઇ જાય છે. ખરો પ્રેમ કદાપી કાળે વીસરી શકતો નથી. અને તેમ કહેનાર સ્વાર્થી મનુષ્યો હોવા જોઇએ, કોઇ પણ પ્રકારનો સ્વાર્થ નહિ મળતાં માણસો વીસારે છે. અંતઃકરણની અંદરથી ઉતરી જાય છે. અને તેવી સ્વાર્થી મહોબ્બત રાખનાર હાલના જમાનામાં બહુ લોકો પડેલા છે. સ્વાર્થીની ખાતર પ્રેમ બાંધનાર મનુષ્યોનો પ્રેમ કાયમ રહી શકતો નથી. ભલે તેની અગાળ માણસ હોય અથવા ન હોય પણ સ્વાર્થ હશે તો હજારો કોશ ઉપર રહેનારને યાદ કરશે. પણ પાસે રહેલા માણસની સાથે સ્વાર્થ નહિ હોય તો કદાપી કાળે તેની સામે દ્રષ્ટી પણ કરતા નથી. તેમજ તે કોણ છે. ક્યાં રહે છે. તે પણ જાણતા નથી. સ્વાર્થ તુંજ દુનીઆમાં સૌથી ગળી ચીજ છે. સ્વાર્થ પીતા પુત્રના શીર કપાવે છે. સ્વાર્થ શીયળ વંતીઓના શીયળનો ભંગ કરાવે છે. અને તેજ પાપી સ્વાર્થના લીધેજ હિંદુસ્તાનનું સત્યાનાશ ગયું છે. બાઇ બાઇમાં કુસંપ પેદા થયો છે. અને તેથી કરીને દેશની એકયતા પલાયન થઇ ગઇ છે." આ પ્રમાણે તરૂણ પુરૂષ પોતાના હૃદયના ઉભરા બહાર કાઢી રહ્યો છે. એટલામાં ઊપવનની અંદર આવેલા બંગલાની નજીકમાં આવેલા

કુવા તરફ દ્રષ્ટી કરતાંજ ચમક્યો એકદમ ઊભો થઇ જેવો ચાલવા જાય છે. એટલામાં તેને કંઇ વિચાર થઇ આવવાથી પાછો તેજ જગ્યાએ આવીને બેઠો પણ તેને બીલકુલ જંપ થયો નહિ. લોહ ચુંબકની માફક કુવા તરફ તરૂણ પુરૂષનું અંતઃકરણ ખેંચાવા લાગ્યું. પુનઃ તેના અંતઃકરણને ખેંચવાથી હાથમાંનું પુસ્તક મેજ ઉપર મુકતાંની સાથે ઊભો થયો. બંગલામાંથી બહાર નીકળી ચંપાના છોડ પાસે આવી. ઝાડના ઘેરામાં સંતાઈ રહી પુનઃ ઉદ્ગારો કાઢયા.

"તોડે ગાંઠન છુટતાં કરવતી તું એક ચોળી તણી,
લજ્જાનુ મેનની વિમન્ધ છુટતાં શર્માય સ્તંભે જરી;
તોરે વસ્ત્ર સરે, પડે સરકતું. તે વિશ્વ જોતું રહે,
ને એ કૌતક તો બધું નયનથી પીજાઉં છું હું ખરે:

* * * *

તરૂણ પુરૂષના કાઢેલા ઉદ્ગારો એક નવયૌવન બાળાએ સાંભળ્યા. કાન દઈને કે તરત જે કામ કરતી હતી. તે મુકી દઈ પોતાની ચક્ષુઓ આમ તેમ જોવા લાગી. પ્રફુલ્લીત મુખાર્વીંદને પોતાને કહેનારને જોવા માટે તરૂણી આમતેમ દ્રષ્ટી ફેંકતાં. કંઇ નહિ દેખાવવાથી હસ્તમાં દોરડું લઇ ઘડાના ગળામાં નાંખવા જાય છે. કે એટલામાં ફરીથી નીચે પ્રમાણે અવાજ આવ્યો.

"પ્રેમ ભરી ચક્ષુ તમારી દીલદાર જોવા જાય છે,
મહોબત તણી માઠી પ્રજાને મન લેવા ગભરાય છે.
કાઢું કને. છેડું કને. છેડવાથી શું ? છેવાય છે ?
મનાવ્યું મન માને નહિ પણ ભેટવાને ચ્હાય છે.

"હૈં આ કોણ ? તરૂણીએ સાંભળતાંની સાથે ઉદ્‌ગારો કાઢયા.

"ગભરાશો નહિ. મણી ગભરાશો નહિ. એતો તમારો રતિલાલ કેમ હવે ઓળખ્યો ને ? રતિલાલે બહાર નીકળતાંની સાથે ઓળખાણ આપતાં કહ્યું.

"જાઓ ! તમે ઠીક વાતે ને ઘાટે ઠગતા દેખાઓ છો. શું તમારે ત્યાં કામ નથી કે મને ઠગવાજ આવો છો" મણીએ શરમાતાં શરમાતાં કહ્યું.

"બાળા ! મણી ઠગાવવાનું મુળ તેમજ જડ તમે પોતે છો. અરે તેને વળગી રહેલો આપનો દાસ આપની પાસેજ ઊભો છે. ખરો પ્રેમી, વાટે અને ઘાટે પ્રણયીથી ઠગાય છે. પ્રેમહીન મનુષ્યોથી કદાપી કાળે ઠગાતો નથી. સાંભળો.

"ઠગાઇથી ઠગાયાં છે. પ્રેમી પ્રેમના માટે,
ઠગાઇથી ઠગાયાં છે. પ્રણયી પ્રેમની વાટે,
પ્રેમીના શીર કપાયાં છે ? ખરા પ્રણયી તણા હાથે.
તન તોડીને રખડયાં છે. પ્રેમી પ્રેમની સાથે. ખત્રી.

ખરા અંતઃકરણથી માણસો પ્રેમની ખાતર બજાર હોય કે જંગલ ગમે તે સ્થળ હોય પણ જ્યાં પ્રણયીને પ્રણયી મળતાં ઠગાઇ જાય છે. પ્રેમને પ્રેમથી મળતાં એક બીજાના વિયોગ પછી તન તોડીને પ્રણયીના માટે રઝળે છે. અને છેવટે પ્રેમના ખાતર પોતાના પ્રાણની આહુતી આપે છે. આ સર્વ કારણ મનુષ્યનું નથી. મહાન પરમાત્માની આપેલી બક્ષીસનુંજ કારણ છે" કહી રતિલાલ શાંન્ત થયો.

“ત્યારે શું તમે મને ચ્હાઓ છો ? ના, રતીલાલના તરફથી પ્રત્યુતર મળતાંજ મણીના હોશ કોશ ઉડી ગયા. ગાભરી બની ગઈ. તેની ચક્ષુએ અંધારાં આવવા લાગ્યાં, હૃદય ચીરાઇ જવા લાગ્યું. પણ કંઇ હિંમત આવવાથી પુનઃ ઉદ્‌ગારો કાઢયા.

“દર્શન દઇ આ પ્રમાણે દુઃખ દેવામાંજ ફાયદો છે” મણીએ ગરીબાઇથી કહ્યું.

“બાવા હું તમને દુઃખી કરવા માગતો નથી. પણ હરહંમેશાં તમારા સુખની માગણી કરૂં છું. તમારા સુખને માટે પ્રભુની પ્રાર્થના કરૂં છું. પણ મણી ! હું તમને મારા અંતઃકરણની અંદરથી કાઢી નાંખવા માટે ચ્હાતો નથી. પણ હરહંમેશાં મારા અંતઃકરણની અંદર રાખવાને માટે તૈયાર છું. પણ અપવાદ રૂપે આપને મારાં કરવાને માટે માગતો નથી” બસ થઇ રહ્યું મણીનો આશારૂપી દીપક બુઝાઇ ગયો. મણીના અંતઃકરણની અંદર અંધકાર છવાઇ ગયો. આશામાં નીરાશા, સુખને બદલે દુઃખ ડોકીયાં કરવા લાગ્યું. રતિલાલના છેલ્લા વાકયની અસર મણીના ઉપર બરાબર થઇ ગઇ. મણી આથી ગભરાઇ અને એકદમ બોલી ઉઠી.

“રતિલાલ આશામાં નિરાશા કરતાં વિચાર કરો. હું નીરાધર છું. મારે લીધે બીજા કેટલાક મનુષ્યો દુઃખી થાય છે. તેથી મારા પાપી દેહને આધાર આપી મને અને પરોપકારી પુરૂષોને સુખી કરો. હું તમારા ચરણે પડીને કહું છું કે તમારા વિના મારૂ કોઇ નથી. સંસાર રૂપી સમુદ્ર પાર ઉતરવાનું નાવ તમે પોતે એકલા છો. તમારા આધારે સમુદ્ર પાર તરીશ. પણ હાય ! પ્રથમથી નાવને ઝોકાં ખાતાં જોઉં છું. રતિલાલ બચાવો, તમારો મને પૂર્ણ વિશ્વાસ હતો.

અને આવી રીતે એક નીરાધાર બાળાને દુઃખ આપવું તે આપના જેવા પરોપકારી પુરૂષનું કામ નથી.

"મણી શાંન્તથા! મારાથી કંઈ પણ બની શકતું નથી. પણ ઇશ્વર ઇચ્છા બળવાન છે કોઈ સમયે નિરાશામાં આશા જણાશે. માટે ધીરજ રાખ, ધીરજના ફળ મીઠાં છે, ઉતાવળે આંબો પાકતો નથી. પણ તેની રૂતુમાં પાકીને સ્વાદીષ્ટ ફળ તૈયાર થાય છે. તારો આશા રૂપી દીપક બુઝાઈ જશે નહિ." રતિલાલે ધીરજ આપતાં કહ્યું.

"રતીલાલ તુફાને ચડેલા સમુદ્રની ભરતી અટકાવી શકવા ખુદ દરિઓ શક્તિ માન નથી. તો પ્રેમથી ઉભરાઇ જતું અંતકરણ મારા કબજામાં રહેવું અસંભવિત છે. ધીરજ ક્યાં સુધી રાખું. ધૈર્યમાં અને ધૈર્યમાં જુવાની ચાલી. જતી જણાયછે. અને છેવટે બીન ઉપયોગી થઇ બરબાદ થાયછે. હરકોઇ વસ્તુને શંભાળવાથીજ કાંમમાં આવેછે" મણીએ પોતાના દીલની હકીકત કહી.

"મણી, આ ઝેરી જુવાની ઝેરમાં મળવાને તૈયાર થાયછે. પણ અમૃતમાં મળવાને માટે હરેક તરેહના દુઃખો પડેછે. માટે તમારી જુવાનીને કાબુમાં રાખી તમારા શીયળનું રક્ષણ કરવાની ફરજછે. માટે જુવાની દિવાની ચાર દિવસની સમજી તેને નીતીને રસ્તે ચલાવાનું કહેજો, પણ અનીતિને રસ્તે લઇ જતાં વિચાર કરજો." રતિલાલે બોધ વચનો કહ્યાં.

"રતિલાલ, વૃક્ષ ઉપર આવેલું ફળ વૃક્ષના પાંદડામાં સંતાઇ પોતાનો બચાવ કરે છે. પણ કોઇના ઉપયોગમાં આવતું નથી. પણ તે ફળની દુરદશા થાયછે. તેમ મારા તરફથી વૃક્ષની અંદરથી નીકળેલા ફળ રૂપી જુવાનીનો જ્યારે ઊપયોગ નહિ થાય ત્યારે આ

બહુજ ખરાબી થશે. જુવાની ચાલી જતાં બરબાદ થએલી આશામાં નિરાશા પામેલી જુવાંની આપના ઉપર નિઃસાસા નાંખી આપને ગુન્હેગાર બનાવશે તે નક્કી જાણજો."

મણીએ પોતાની હાલત તપાસતાં કહ્યું.

"મણી હું કોઇનો ગુન્હેગાર નથી. હું મારા સત્ય મુજબ, મારા ધર્મ મુજબ ચાલુંછું. તેમાં પ્રભુ મને કદી પણ ગુન્હેગાર બનાવશે નહિ. આપના ભવિષ્યમાં થનાર પતિ જગમોહન તારા સ્વાદીષ્ટ ફળનો ચાખનારછે. તમારી ઝેરમાં મળતી, બરબાદ થતી જુવાનીનો બચાવ કરનાર જગમોહન હયાતછે. તો પછી મને ગુન્હેગાર કેમ બનાવોછો." રતિલાલે મણીના ભવિષ્યનો ખ્યાલ કરાવ્યો.

"રતિલાલ અપ્રીત વાક્યોથી મારૂં હૃદય નહિ ચીરો, તમારા નિરાશા ભર્યા શબ્દોથી મારૂં અંતઃકરણ બળીને ખાખ થાયછે. મારૂં અંતઃકરણ કોને ચાહેછે. તે જુઓ છાતીના પડદાને ચીરીને જુઓ. નસે નસમાં આપના નામનો સ્વાદીષ્ટ રસ ચર્ચા કરે છે. આરૂં અંતઃકરણ તમનેજ ચાહેછે. તેથી મારે બીજા કોઇની જરૂર નથી. અને કદાચ આપ મને ધિક્કારશો મારૂં અપમાન કરસો તો મણી આપઘાત કરી સ્ત્રી હત્યાનું ફળ તમને આપશે. શું તમે આંખોનો પ્રેમ નથી જોયો." કહી મણીને એકદમ ધ્રુજારો છુટયો, હાથ પગ હાલવા લાગ્યાં અશ્રુઓ લાલચોળ થઇ ગંઇ. મણીનો બીકરાળ ચહેરો જોઇ રતિલાલ પુતળાની માફક સ્તબ્ધ થઇ ઊભો રહયો. તેનાથી એક અક્ષર પણ બોલી શકાયો નહિ પણ ક્રોધાવેસી મણી આગળ તેનું બીલકુલ ચાલ્યું નહિ. મણી ઊપરના પ્રેમે તેને બોલવાની ફરજ પાડતાંજ પુનઃ બોલવા લાગ્યો.

"મણી સાહસ કરવાનું કંઇ કારણ નથી. પ્રભુ સર્વ સારા વાના કરશે.

રતિલાલના ધીરજના વાકયોથી મણીને કંઇ શાંન્તી વળી. બળતું અંતઃકરણ ઠંડુ થઇ ગયું. અને પુનઃ બોલી ઉઠી.

"રતિલાલ પ્રેમથી પીડાતી પ્રણયી સ્ત્રીઓને સતાવવાથી મહા અનર્થ થાયછે. આપના પ્રેમ પાછળ હું મરૂંછું. તો પણ તમારૂં વજ્ર જેવું કઠણ હૃદય બીલકુલ પીંગળતું નથી. પ્રેમથી સ્ત્રીઓ તેમના પ્રેમીની પાછળ ને પાછળ જાયછે. પણ કઠોર રહૃયના પુરૂષો બીલકુલ તેની કદર કરતા નથી. રતિલાલ પુરૂષો કરતાં પ્રેમની રાખનારી સ્ત્રીઓ હોયછે. તેથીજ તમારા માટે હું આટલું બધું કરૂંછું. તો પછી નિરાશ કરશો નહિ." મણીએ કંઇ શાંન્તીથી કહ્યું.

આ પ્રમાણે બંને જણ પ્રેમના વાકયોથી એક બીજાના અંતઃકરણની પરિક્ષા કરી રહ્યાં છે. એટલામાં ભયંકર અવાજ થયો. અવાજ થતાંની સાથે રતિલાલ પલાયન થઇ ગયો. મણી નીડર થઇ ત્યાં ને ત્યાંજ ઉભી રહી. આજુબાજુ પોતાની દ્રષ્ટી ફેરવવા લાગી. પણ તેને કંઇ નજરે નહિ પડવાથી રતિલાલને શોધવા લાગી. પણ રતિલાલને નહિ જોવાથી "શું ગયા !" ના, તારી સમક્ષ ઉભેલો તારો દાસ તૈયાર છે. એક પુરૂષને પ્રત્યુતર આપતાં પોતાની નજરે જોતાંની સાથે મણી ભયભીત થઇ. અને એકદમ ચક્કર આવવાથી ધરણી પર ઢળી પડી.



## પ્રકરણ ૬ ઠું.



### હાય! મારા બાળકને બચાવો.

"પળો નીર્માએલી સુખ દુઃખ તણી ના ફરી શકે,
કદી સિંધુમાં ના ભરતી ચડતી ઓટ વખતે."

કલાપી.

જેને ચરણથી ચાલીને જવાનું લખાએલું છે. તેને વાહન કેમ કરી મળશે. જેના નસીબની અંદર છાશ ઢેબરાં છે તો પછી સ્વાદીષ્ટ ભોજન કેમ કરીને મળે. જેની દેહ જંગલની અંદર પડવાની છે. તેની દેહ રાજ મહાલયમાં કેવી રીતે પડશે. તેમ સુખ, દુઃખ તણી પળો પોતાના નસીબની અંદર લખાએલી હોય તે દુઃખી પુરૂષને સુખ મળતું નથી. છતાં સુખની આશા રાખનાર કેવળ મુર્ખ સમજવો.

આપણી કથાના નાયક ત્રીભોવનદાસના નસીબની અંદર પળેપળ દુઃખની લખાએલી છે. તો પછી સુખ મળવું અસંભવિત છે. હાલ તેના દુઃખની પળ ચાલી રહી છે. કપાળ ઉપર વજ્ર વીટેલું છે. મુખ શ્યામ થઇ ગયું છે. ચીંન્તાથી તેનું અંતઃકરણ ઘેરાઇ ગએલું હોવાથી મુખનો ચહેરો નીસ્તેજ જણાય છે. કંઇ વિચાર કરતો હોય એમ જણાય છે. એટલામાં "હાય! મણી" એટલાજ ઉદગારો કાઢતાંની સાથે પાસું ફેરવ્યું. પાછા તેને કંઇ વિચાર થઇ આવવાથી એકદમ બેઠો થઇ નાસવા લાગ્યો. સુંદર અને માણેક ત્રીભોવનદાસને

પાછો સુવાડી દીધો. પણ તેના મગજની અંદરથી વિચારો પલાયન થયા નહિ હતા.

"વારંવાર વિચાર રૂપી મોજાં તેના તોફાની મગજને શાંન્ત થવા દેતા નહિ. ત્રીભોવનદાસ કંઇ વિચારમાં પડી ગયો. અને પુનઃ બોલી ઊઠયો.

"મણી! દગો દેનાર મણી! મારી આશાનો તંતુ તેં પૂર્ણ રીતે તોડી નાંખ્યો છે. મારી સર્વ આશાઓ નીષ્ફળ નીવડી છે. વિશ્વાસ-ઘાતની મણી! તું વિશ્વાસ આપી મારાથી કપટની બાજી ખેલી મને પરાજીત કરી પલાયન થઇ ગઈ છે. પણ નીમકહરામ યાદ રાખ તું પાતાળમાં હઇશ, અથવા આકાશમાં હઇશ. તોપણ તને પકડીને લાવીશ. મારી નિરાશ થએલી આશાઓને ફળીભુત કરીશ. તારાથીજ હું ધનવાન થઇશ. તારોજ દશ હજારનો ડક્કો લઇશ. મને જેટલો દુઃખી કરે છે. તેટલો હું તને દુઃખી કરીશ. ઠીક છે! મણી, ઠીક છે. તારી ઘેલાઇમાં હું ઘેલો થયો હતો. તારા ઝેરી વાકયો અમૃત સમાન સમજતો હતો. તારી વાક્ય ચાતુર્યથી અજ્ઞાન હોવાથી મારી આ દશા થઇ છે. તારા ભરૂંસાપાત્ર શબ્દોથી હું ઠગાયો છું. પણ નાદાન છોકરી નાદાનીમાં દાની થઇ હોંશીઆર ત્રીભોવનદાસને ઠગી જતી રહી તેનું ફળ હું તને સ્વહસ્તે આપીશ એમ કહી શીરને પકડી રહયો. માણેક સમજી ગઇ. પતિને થતા દુઃખથી કંટાળેલી માણેક ત્રીભોવનદાસનું શીર પોતાના ખોળામાં લઈ દબાવવા લાગી. માણેકના હસ્તનો સ્પર્શ થતાં ત્રીભોવન ચમકયો પુનઃ માણેક સામે દૃષ્ટી કરી બોલી ઊઠયો.

"માણેક તારા પ્રપંચો હું જાણું છું. મને દુઃખી કરનારને જાણું છું. મારા આબરૂને ઘટાડનારને જાણું છું. મારી આશામાં

નિરાશ કરનારને ઓળખુંછું. તારા હસ્તથી યમદુતના હસ્તમાં કદાપી કાળે મારો પ્રાણ જશે નહિ. મારા પ્રાણનો લેનાર આ દુનીઆની અંદર કોઇ છેજ નહિ. મારો પ્રાણ હું સીધી રીતે આપું તે કદી પણ બની શકશે નહિ. મારી રજા સિવાય મારો પ્રાણ કોઇ પણ લઇ જનાર નથી. મારા પ્રાણને લઇ જવા માટે ખાશ મારી રજાની જરૂરછે. હું જ્યારે મારા હસ્તથી મારા પ્રાણને આપીશ ત્યારેજ હું જંપીશ. નહિતો બીજા કોઇની હિંમત નથીકે મારો પ્રાણ લઇ શકે.

(પાછા તેના વિચાર બદલાવવાથી પુનઃ બોલવા લાગ્યો.)

"માણેક શીર કાપી ખોળામાં મુકવાથી નાસતા માણસોને પકડવાથી. હેતવિનાનું બોલવવાથી કંઈ પણ સાર્થક થતું નથી. ભલે તું દુનીઆની દ્રષ્ટીએ સતી હશે. પણ મારી દ્રષ્ટીએ તું તારા પતિનું રૂધીર પીનાર ડાકણી છે" કહી ત્રીભોવનદાસ શાંન્ત થઇ મુંઇ રહ્યો.

'વ્હાલા દુનીઆની દ્રષ્ટી જે દેખાયછે. ધર્મી પુરૂષોની નજરે જે પડેછે. તેજ ખરૂં છે. આપનું અંતઃકરણ મલીન હશે તેથી તેમ જણાયછે. આ અસાર સંસારની અંદર મારે તમારા સિવાય બીજું કોઈ છેજ નહિ. જે ગણું તે આપ પોતે છો. આપના દુઃખે દુઃખી અને સુખે સુખી થવાની ફરજ છે. હું મારી ફરજ બજાવુંછું. તેમાં કોઇને ન્હાલ કરતી નથી. મારા પાપી દેહને આપની સેવાથી પવિત્ર કરૂં છું. વ્હાલા ! આ પ્રાણ મારા દેહમાંછે. ત્યાં સુધી હું તમને દુઃખ આપવાની નથી. અને કદાચ કર્મ સંજોગે કુદરત તરફથી ઈશ્વરદ્વારે થાય તેમાં હું ગુન્હેગાર નથી. પ્રાણ આપણો પોતાનો નથી. પણ પ્રભુની પાસેથી ભાડા પેટે લીધેલોછે. તો પછી તેમની ચીજ પોતે લઇ જાય તેમાં મનુષ્ય શું કરવાનો હતો. પ્રાણ (આત્મા) પ્રભુનું

તેજછે. અને પોતેજ પોતાનું તેજ ઘટાડવા માગે તો પછી મનુષ્યોનો ત્યાં આગળ શું ઉપાયછે. પ્રભુને પોતાનું તેજ—ઊઠાવી લેવાને માટે કોઇની રજાની જરૂર પડતી નથી. તેમને કોઇના હુકમની જરૂર નથી તો તમારા દેહની અંદર રહેલા તેમના તેજને ઘટાડવાને માટે, બુઝાવવાને માટે તમારી રજાની જરૂર નથી. સૌ. સૌનું શંભાળી લે છે." માણેકે આત્મા સમ્બંધીની હકીકત જણાવતાં કહ્યું.

"માણેકઃ તું મને સમજાવીશ નહિ. મને ઠગીશ નહિ. તારી ચતુરાઇ મને બતાવીશ નહિ. ખ્યાલ કર! સુકન્યા સાવીત્રીએ સત્યવાનના ગએલા પ્રાણને પોતાના સતીત્વ બળથી તેજ સત્યવાનના મૂલ દેહને સજીવન કરવા માટે શક્તિવાન થઈ હતી. તારામતી હરિચંદ્ર સાથે બળી મરવા તૈયાર થઈ હતી. દ્રોપદીએ પાંચે ભરથાર સાથે હિમાલયમાં ગાત્ર ગાળ્યાં છે, તેનો ખ્યાલ કર. અને તેજ સતી સાધ્વી અને પતિના દુઃખે દુઃખી થનાર સ્ત્રીઓ જાણવી. તારા જેવી વિશ્વાસઘાતણી પતિને દુઃખ દેનારી સ્ત્રીને સતી કોણ કહે છે? તું સાધ્વી નથી પણ શંખણી, પતિના લોહીને ચુસનારી ડાકણી છે. ત્રીભોવનદાસે માણેકને સતીઓનો ખ્યાલ કરતાં કહ્યું.

"વ્હાલા! આપનું કહેવું સત્ય છે. પતિનો પ્રેમ પત્ની ઉપર, પત્નીનો પ્રેમ પતિ ઉપર હોય છે. ત્યારેજ તે પ્રમાણે થાય છે. હરિચંદ્ર, પાંડવો, સત્યવાન જેવા ધર્મીષ્ટ, નીતિવાન, પવિત્ર પુરૂષોના અંતઃકરણ પત્નીઓ સાથે મળેલાં હતાં. એક બીજાના અંતઃકરણ જોડાએલાં હતાં; તેથી તેઓ પોતાની ફરજ બજાવી શકે છે. તમારૂં અંતઃકરણ અને મારા અંતઃકરણમાં બહુ ફેર હોવાથીજ દુઃખી થવાય છે. આપનું અંતઃકરણ મલીન છે સ્વાર્થી લાલચોથી ભરપુર છે. અનીતિથી

પૂર્ણ ભરાએલું છે. તેથીજ દુઃખી થવાય છે. તમે તમારા કર્મને લીધે દુઃખી થાઓ તેમાં મારો શો દોષ છે. આપને સુખી થવું હોય તો તમારા અંતઃકરણમાં અધર્મ, અનીતિ અને સ્વાર્થી લાલચોને તજી દેવાથી સુખી થશો. નહિ તો સ્વપ્નાની અંદર પણ સુખી થશો નહિ. તે નક્કી સમજી લેજો માણેકે પૂછેલા પ્રશ્નનો જવાબ આપતાં કહ્યું.

"તારા અંતઃકરણની મારે જરૂર નથી તેમજ સુખી થવાની પણ મને પરવા નથી. જ્યાં સુધી મારા દેહની અંદર પ્રાણ છે. જ્યાં સુધી મારી અધમ આશાઓ કોઇ સમયે પણ નાશ પામવાની નથી. તે નથીજ અને તારી પણ મારે જરૂર નથી. જા દુર હઠ, પાપીણી મારી ચક્ષુઓ આગળથી ખસી દુર થઇ જા."

કહી ત્રીભોવનદાસે ધક્કો માર્યો. ત્રીભોવનદાસનો ધક્કો લાગવાથી માણેક જમીન ઉપર પછડાઇ. સુંદર એકદમ ઉભો થઇ પોતાની માતુશ્રીનો હસ્ત ઝાલી બેઠી કરી. બેઠી કરતાંની સાથેજ સુંદર પુનઃ બોલી ઉઠયો.

"ઓ સ્વાર્થી પીતા! નીર્દોષને દુઃખ દેતાં વિચાર કરો. દીનજનોના કાળજાં વીંધતાં ખ્યાલ કરો. આપના ચરણમાં પડેલા આપના સેવકોના ઉપર જુલમ કરતા બંધ થાઓ. મહાન પ્રભુ તમારા તરફ કોપાયમાન થઇ જોઇ રહ્યા છે. માટે મહાન પ્રભુના ગુન્હેગાર બનશો નહિ. નર્કકુંડમાં જવાનો માર્ગ શોધશો નહિ. વિચારો, નિર્દોષ ગરીબોની હાયથી લોહ પણ બળીને ખાખ થઇ જાય છે. માટે ગરીબની હાય નહિ લેતાં આશીસ લો, કે જેથી તમારા દેહનું શ્રેય થાય" સુંદરને દયા આવવાથી કહ્યું.

ધર્મના પુંછડાઓ તમે છો ત્યાં સુધી મારા દેહનું સાર્થક થવાનું નથી. પાપી ! તું પણ તારી માતુશ્રીના ગુણને મળતો થયો કેમ ?" કહેતાંની સાથે ત્રીભોવનદાસને પુનઃ ક્રોધ ચઢયો અને એકદમ ઉભો થઇ સુંદરનો હસ્ત ઝાલી ઝડપથી દબાવવા જાય છે. એટલામાં માણેકે "હાય ! મારા બાળકને બચાવો" ઉદ્‌ગારો કાઢતાંની સાથે બહાદુર સ્યામદાસ માણેકની સમક્ષ આવી ત્રીભોવનદાસ સામે દ્રષ્ટી કરી પુનઃ બોલી ઉઠયો ચંડાળ ! ત્રીભોવન તું મને ઓળખે છે ?

કહેતાંજ સુંદરને મુકી દઇ સ્યામદાસ તરફ દ્રષ્ટી કરી. ચારે નજર ભેગી થવાથી ત્રીભોવનદાસ પુનઃ બોલી ઉઠયો.

"ઓળખું છું પાપી ! સ્યામદાસ હું તને બરાબર ઓળખું છું. તું મારો દુસ્મન છે. મણીને લઇ જનાર પાપી પીસાચ છે. દશ હજારનો ડલ્લો લુંટાવી દેનાર ચંડાળ છે." કહી શાંન્ત થયો એટલામાં ત્રીભોવનદાસ ! દીકરી કયાં છે. એક અજાણ્યા પુરૂષને બોલતો સાંભળી હાથ પગ ઢીલા ઢપ થઇ ગયા. ઓરડો ફરતો જણાયો ચક્કર આવવાથી ત્રીભોવન જમીન ઉપર પડી ગયો. કે સ્યામદાસ રવાના થઇ ગયો.



# પ્રકરણ સાતમું.

## શું આતે સ્વપ્નું.



સુજ્ઞ વાંચક બંધુ આપણી દ્રષ્ટી મધુ બાગ તરફ ફેરવીએ. અવાજ થતાં રતિલાલ ભયભીત થઈ મણી ને ત્યાં મુકી પલાયન થઈ ગયો છે. અને મણીની શી દશા થાય છે. તે આપણે જોઈએ.

મણી અવર પુરૂષને જોતાંજ મુખ ફેરવી ઊભી રહી. મણીને આ પ્રમાણે ઊભેલી જોઈ આવનાર પુરૂષ બોલી ઊઠ્યો.

"બાળા! પ્રથમ મેળાપથી આમ શરમાઈ જવાથી શું થવાનું છે. જુઓ! તમારા રૂપને જોઈ દિવાના થએલા પ્રેમઘેલા તરફ તમારી ચક્ષુઓ ફેરવો.

"પ્રેમમાં ઘેલા થએલા શ્વાન તારૂં સ્યામ મુખ દુર કર. અને જ્યાંથી આવ્યો છે. ત્યાં ચાલ્યો જા." મણીએ જવાની સુચના આપતાં કહ્યું.

"એમ તે થાય! તૃષાથી પીડાતો પુરૂષ મીઠા જળાશયો જોઈ જળ પીવા સિવાય કેમ જતો હશે. ક્ષુધાથી પીડાતા પુરૂષને ઉત્તમ ભોજન મળવાથી ભુખ્યો કેમ જશે? તેમ તમો મારા અંતઃકરણને ઘાએલ કરેલો તારો દાસ ક્યાં જઈ ઠરશે." આવનાર પુરૂષે કહ્યું.

"પાપી! તારા ઠરવાનું સ્થાન સ્મશાન છે. જે જળાશયોને તું જુવેછે. પણ તે ઝાંઝવાના જળ છે. ખરૂં જળનથી. તેમજ તું

જેને ઉત્તમ ભોજન સમજેછે. પણ તે ઉત્તમ નથી. પણ તેની અંદર હળાહળ ઝેર ભરેલુંછે. તેના સેવનથી તારૂં મરણ થશે. માટે કંઇ પણ આશા રાખીશ નહિ" મણીએ આવનાર પુરૂષને સમજુત આપતાં કહયું.

"વ્હાલી! આ પ્રમાણે તમારા પ્રેમમાં પડેલા તમારા આશકની આવી દશા કરવા તૈયાર કેમ થયાં છો. મનહરણી! મનને હરી લઇ ચંદ્ર સરખું મુખાર્વીંદ છુપાવી નિરાશ કરશો નહિ" આવનાર પુરૂષે મણીને કહયું.

"ચંડાળ! તારી જુબાન બંધ કર! વિચાર, કાળના મુખમાં જવાની તૈયારી કરીશ નહિ." મણીએ આવનાર પુરૂષને બોલતો બંધ કરવાને કહયું.

"જ્યાં સુધી તમે મારી દ્રષ્ટી આગળ છો. જ્યાં સુધી મારી આશાઓ સફળ થઇ નથી. ત્યાં સુધી મારી જીબાન બંધ થશે નહિ. મને બોલતો બંધ કરવાની જરૂર હોયતો રસીલી! આવો. મારા બાહુ તમને ભેટવાને તલપી રહયા છે.

"ચુપકર! દુષ્ટ રસીલી કહેતાં વિચારકર, તારા બાહુમાં યમદુતો આવવાને તૈયાર થએલાછે, દુષ્ટ તારા ઝેરી વાકયો મારા અંતઃકરણની અંદર આગ લગાડેછે શબ્દ રૂપી બાણો મારાં કાળજાં વીંધી નાંખેછે. દુષ્ટ! અવર પુરૂષની સ્ત્રીના ઉપર બદ દાનત કરવાથી તારૂં શ્રેય થવાનું નથી.

"મનહરણી! મનમોહક શબ્દોમાં, ગુલબદન ચહેરામાં વાકય રૂપી કાંટા હોય? વ્હાલી! તારી ખીલતી કળીના મધુ રસનો પીનાર તારી સમક્ષ ઉભો છે. તેનો ખ્યાલ કર, રસીલી બસ એક વખતે

તમારા કોકીલ કંઠથી માત્ર બે અક્ષર "વ્હાલા" કહો કે એટો પાર, "બહાદુરસીંહે ગુસ્સે કરેવા માટે કહ્યું.

"પાપી ! ચંડાળ ! હરામી હું કોણ છું ? વ્હાલા !! કહેનાર નથી. પણ તારા મૃત્યુને પાસે તેડનાર ઝેરનો પ્યાલો હું સમજ રાજા રાવણ. કીચકો વ્હાલા થવાને બદલે સતીઓના ઝેરના પ્યાલા પીને સ્મસાનમાં લાંબા થઇ સુઈ ગયા છે. કાષ્ટમાં બળી ખાખમાં ખાખ થઇ પવન વાટે ઉડી ગયા છે. તેનું નામ કે નીશાન છેજ નહિ. માટે વિચાર પોતાના હસ્તથી તારા ચરણમાં કુહાડો ન માર. મણીએ બોધવચને કહ્યું.

"અહો ! એક નાની લીંબોડી જેટલી છોકરી, આટલું ગુમાન, નહિ રાખ; સમજ ! હઠીલી બાળા સમજ, નહિ તો પહોંચાડીશ સ્મસાન.

"વીપયાંધ ! અધર્મી ! લીંબોળી નાની હોય છે. પણ તેનો સ્વાદ કડુ હોય છે. તેનું તને ભાન છે ? સમજ ચંડાળ ! લીંબોળીને વધારે ચાખવાથી તારૂં મરણ થશે તે નક્કી સમજી લેજને."

"ભલે, તેની મને પરવા નથી. મરણ કરતાં પહેલાં રસીલી સરણુ થયા સિવાય છુટકો થવાનો નથી. કોકીલા કંઠથી આવા વાકયો તમારા પ્રેમીને બોલતાં વીચાર કરો. તમને મારી આંખની કીકી સમજું છું."

"ચુપકર ! બદમાસ . હું તને એક વખત કહી ચુકી છું કે તારી અપવિત્ર જીવ્હાથી રસીલી કહી નર્કનાં કુંડમાં પડવા તૈયાર થઇશ નહિ. હું તારા લાયક નથી.

"વ્હાલી ! હું ત્યાં તું. નર્કના નગીના તારા દાગીના કરી તને સાથે લઇ નર્કની અંદર પડવાનો છું. નર્કમાં તારા જેવી ગુલબદન બાળાને જોઇ નર્કના દુઃખો ઘડીક વાર ભુલી જઇશ. હું કોણ છું ? તે તું સમજતી નથી. એક બહાદુર બ્હાદુરવડીયાનો પ્રમુખ બહાદુરસીંહને દુનીઆની અંદર કોણ નથી ઓળખતું. મારી જુવાની આગળ કોની જુવાની. રૂપ રંગ છે કે દુશ્મનને નાલાયક ઠરાવે છે. માન ! હરણી બાગા ! ચંદ્ર સરીખા મુખારવીંદની અંદર આટલી ઉષ્ણુતા હોય કે ?

"શયતાન ! નર્કના કીડા ! વીષ્ટાને કોણ પીછાનતું નથી. સર્વ પ્રાણી માત્ર પીછાને છે. કયાં તારૂં સ્યામ મુખ અને કયાં મારા રતિનું મુખ ! ચંડાળ, તેમાં આસમાન અને જમીનનો ફરક છે. કહેવત છે કે ઘરડી ઘોડીને લાલ લગામ તારી અક્કલ કયાં ગઇ છે. જરા વિચારીને બોલી.

"રંભા ! તારા સુંદર મુખાર્વીંદને જોઇને મારી શુધ્ધ અને શાન ખોઇ બેઠો છું. મારી ચક્ષુઓ આગળ તમારી પ્રેમ મુર્તી દેખાય છે. રતી કરતાં બ્હાદુરસીંહ કયાં જાય છે. રતિ શું કરવાનો છે ! પણ રસીલી તમને પરણીને બ્હાદુરસીંહ થશે પતિ, અને તેનીજ કહેવાશો સતી.

"હેવાન ! કાગની સોબતમાં ફરનારી હંસલી કદાપી કાળે પ્રખ્યાત થતી નથી. કામડીની સોબતથી ફરનારી હંસલી કદાપી કાળે કાગડાને પતિ કરતી નથી. તો પછી સતી કયાંથી થાય ? તેમ કયાં તું અને હું, મારા આગળ મુછવાળો હીજડો છે. બાયલા ! વિષયાંધ બની તારી દેહને અમીમા હોમીશ નહિ. ચંડાળ ! સાંભળ

પરનારી તાતી છુરી નહિ લગાવ તું અંગ,
પરનારીના સ્પર્શથી થયો રાવણનો ભંગ.

"અમમા રંગ કરવાને તયાર છુ. વ્હાલી! પ્રાણુથી તમો અધીક પ્રીય છો. તમને જોઈ મારૂં મન મળવાને ચ્હાય છે. આવો, તમે તો

પ્રેમની પ્યારી તમો છો, વ્હાલી તમે છો પ્રાણુથી,
ગુલબદન જોઈ તારૂં, મન, મળવા ચાહે હેતથી.

"દુષ્ટ! આ ગુલબદન નથી. પણુ અંગાર છે. તારી દેહને બાળનાર અગ્ની છે. તારૂં આજે આયુષ્ય ખુટેલું હોય એમ લાગે છે. સાંભળ પાપી! સાંભળ

"આ ગુલ નથી અંગાર છે તુજ કાયા બાળે હેતથી,
જોઇ તેમાં શું પડે છે. તુજ આયુષ્ય ખુટયું મુજ હાથથી.

"મનહરણી! તમે અંગાર છો તો તેની હું કુદડી છું. અમીમાં પ્રાણુને આપનાર પતંગીયું છું, જો તું ઉપવનની અંદર કળી થઈને રહીશ. તો હું પણુ તારો ભોગી ભમર થઇ તારા ઉપર ભમ્યા કરીશ. વ્હાલી!

"તું ગુલ છે અંગારનું તો હું કુદડી તારી બનું
પ્રાણુ મારો છોડીને ભૂત થઇ સાથે ભમું.
તું થાય તેવો હું બનું? કળી થઈને તું રહે,
ભમર તારો હું બનું? તુ શું થાય છે તે તો કહે?

બોલ પછી તું મને શું કહેવા માગે છે. બાળા! તુ સીધી રીતે નહિ માને તો તારો બળાત્કારથી શીયળનો ભંગ કરવાને શક્તીવાન થઇશ. તે તું નક્કી સમજી લેજે.

"નરાધમ! તારાથી એક બાલ પણુ વાંકો થવાનો નથી. સતીઓના શીયળનું રક્ષણુ કરનાર કનૈયાકાન તૈયાર છે.

"પ્રાણથી અતી વ્હાલો, શીયળ સતીનો શણગાર છે.
સતી તણી લાજ રાખનાર, મહાન પ્રભુ તૈયાર છે.

અભીમાની બાળા હું જોઉં છુ કે તારો પ્રભુ મને શું કરે છે, કેમ મારે છે કે નહિ.

"માન હઠીલી છોકરી પ્રભુ તારો શુ કરનારછે?
લઉં તારી લાજહું શું! હસ્ત એ ધરનારછે?
પરવા પ્રભુની કરતો નથી આવો રસીલી ભેટવા
આજ તને મુકું નહિ પ્રભુ! ભલે આવે ભેટવા." ખત્રી

કહી બહાદુરસીંહે મણીનો હસ્ત પકડયો. મણીએ ઘણી ખેંચ તાણ કરી. પણ નાજુક બદન વાળી બાળાનો હસ્ત પીસાચના હસ્તમાંથી કેવી રીતે છુટી શકે. મણીએ લીધેલો પરિશ્રમ અફળ ગયો. બહાદુરસીંહ જેવી તેને નીચે પાડવા જાય છે કે "ચંડાળ! બસ કર!" એટલાજ ઉદ્‌ગારો નીકળતાંની સાથે ભયભીત થઇ ગયો. અવાજ આકાશ તરફથી આવેલો હોવાથી ઊંચી દ્રષ્ટી કરી જોવા લાગ્યો. પણ તેની દૃષ્ટીએ કંઇ નહિ આવવાથી પાછી મણીને પકડવા જાય છે. પણ મણીને નહિ દીઠાથી "શું! આ તે સ્વપ્નું" એટલાજ ઉદ્‌ગારો નીકળી ગયા કે પાછો અંતરીક્ષથી પુનઃ નીચે પ્રમાણે ઉદ્‌ગારો સંભળાયા.

દુષ્ટ! પાપી, આંધળા, જો? પ્રભુથી શું થાય છે?
પ્રભુનું અપમાન કરીને શીદ નર્ક કુંડમાં જાય છે?
સતી તણી સહાય કરે ધર્મીને તારનાર છે,
તારા જેવા પાપીઓને મહાન પ્રભુ હણનાર છે.

"વીષયાંધ ! નરપીસાચ ! પ્રભુ શું કરેછે. તે હું તને બતાવું છું પાપી ! કેમ બોલતો નથી. સતી સન્નારીના શીયળનો ભંગ કરનાર ચંડાળ ! બોલ તારે શું જોવું છે. મહાન પ્રભુના હસ્ત તેં જોયા નથી. પાપી ! જો તારા ગુન્હાઓની શિક્ષા" કહેતાંની સાથે બહાદુરસિંહને કંઇનું કંઇ દેખાવા લાગ્યું. ચારે બાજુએ યમદુતો બળતીજ મસાલો બાલાને બરચ્છીઓ લઈ આવતા જણાયા. આવો ભયંકર દેખાવ જોઈ બહાદુરસીંહ પોતાની ચક્ષુએ હસ્ત દઈ ખાડામાં પડતો કુટાતો પલાયન થઇ ગયો. ત્યાર પછી બાગમા સુનસુનાકાર થઇ ગયું. મણી સ્યામદાસને ત્યાં રવાના થઇ ગઈ.

વ્હાલા સુજ્ઞ વાંચક બંધુ અને પવિત્ર બ્હેનો સતી સાધવી સ્ત્રીઓને પરમાત્મા પોતાની ગયબી મદદ કેવી પહોંચાડે છે. તે આપણે જોયું તો શું થયું. વાંચી રહેવાથી કંઈ વળવાનું નથી. પણ હંસ પય ને પી જઇ જળને એક બાજુ મુકે છે. તેમ તમારા પવિત્ર વિચારોને તમારા અંતઃકરણની અંદર વાસ આપો અને અપવિત્ર વિચારોને નાબુદ કરો. પરપુરૂષની સાથે વાત કરવાથી, તેમની સાથે ખરાબ દ્રષ્ટીએ જોવાથી એકાંત સ્થાન ઉપર બેસવાથી સતીત્વને બટો લાગે છે. તો પછી પરપુરૂષની સાથે સેવન કરવાથી મહા અનર્થ થાય છે. રૌ રૌ નર્કનો અધિકારી થવાય છે. માટે તમારા શીયળને પ્રાણ અધીક વ્હાલું કરી પતિ વ્રતાનો ધર્મ પાળવાથી પ્રભુ તમારી સાહે કર્યા સિવાય રહેશે નહિ માટેવ્રત તેજ સતીનો ઉત્તમ શણગાર છે અને તે શણગારથીજ સતી થાય છે. બાકી વ્યભિચારી નર્કકુંડમાં પડે છે. માટે શીયળ સાચવવામાં પાછી પાની કરવી નહિ અસ્તુ.



# પ્રકરણ ૮ મું.

## હાય ! પૈસા.






લા વાંચક બંધુ પ્રકરણ છઠ્ઠામાં જણાવેલો અજાણ્યો પુરૂષ તે બીજો કોઇ નહિ. પણ મણીના દશ હજાર આપનાર મુસાફર હતો ;દુર દેશાવરથી આવેલો હોવાથી મણીને લીધા સિવાય જવું તે તેને વ્યાજબી લાગ્યું નહીં હતું. પોતે ચીઠ્ઠી લખે બે દિવસ થઇ ગયા હતા, પણ ચીઠ્ઠીનો જવાબ નહિ મળવાથી હા. નાનો જવાબ લેવા માટે ત્રીભોવનદાસ પાસે આવ્યો હતો. ત્રીભોવન દાસને પથારીમાં પડેલો જોઇ મુસાફરે મણી ક્યાં છે. એજ ઉદ્દગારો કાઢ્યા હતા. મુસાફરના મુખથી અવાજ આવતાંની સાથે ત્રીભોવનદાસની ખાત્રી થઇ કે આજ દશ હજારનો આપનાર મુસાફર છે. એમ પોતાના દીલમાં ખ્યાલ થઇ આવવાથી બોલવા જતો હતો એટલામાં માણેક બોલી ઉઠી.

"મણી સાથે તમારો શો સબંધ છે. ? માણેકે પ્રશ્ન કર્યો.

'હું જયા સુધી મારા વતનમાં હતો. ત્યારે કોઇ પણ પ્રકારનો સબંધ ન હતો પણ પથારીમાં પડેલા ત્રીભોવનદાસના તારથી તેમજ અહિંઆં આવવાથી મણી ઉપર મારો હકક છે." મુસાફરે જવાબ આપ્યો.

"મણીના ઉપર તમારો કેવો હકક રાખવા માગો છો ?" માણેકે

ફરીથી પ્રશ્ન કર્યો. મારી અર્ધાંગના. મારી ધર્મ પત્ની કરવાનો હક્ક રાખું છું" મુસાફરે પુનઃ જવાબ આપ્યો,

"અફસોસ! એક મર્કટની કોટે મણી! ગુલાબના પુષ્પમાં બાવળનું ફુલ! લશણુ સાથે કસ્તુરી શોભશે? નહિ, તે કદાપી કાળે બની શકશે નહિ. પાપી જા! તારા પ્રાણુની પરવા હોય તો ચાલ્યો જા. મણી કદાપી કાળે ત્હારી ધર્મ પત્ની થઇ શકશે નહિ" માણેકે ગુસ્સે થઈ જવાબ આપ્યો.

"બ્હેન, તમારી સાથે હું બોલવા માગતો નથી. મારો ઠરાવ તમારી સાથે નથી. દશહજાર લેનાર, મને તારથી ખબર આપનારની સાથે મારે જરૂર છે. તમારે તે બાબતમાં શું લેવા દેવા છે. વધારે બોલશો તો અપમાન થશે. તે નક્કી સમજી લેજો" પરદેશીએ ત્રીભોવન દાસેને ઓળખતાં કહ્યું.

"ચુપકર! મણી ઉપર પહેલો હક્ક મારો છે. તારા અને તારા દશ હજારમાં પુળો મુક તારા દશહજારની જરૂર નથી. આ માણેકના દેહની અંદર પ્રાણુ છે. ત્યાં સુધી મણીને દૃષ્ટી આગળથી કદાપી કાળે દુર કરવાની નથી. તે તું નક્કી સમજી લેજો, મણી મારા પ્રાણુથી પ્યારી છે." માણેકે નક્કી વિચાર જણાવતાં કહ્યું.

"માણેક, આપેલા વચનને પાળવું તે આપણો ધર્મ છે. પણ તમો સમજતાં નથી જુઓ કોઠી ધોવાથી કાદવ નીકળશે. વધારે લંબાણુ કરવાથી નુકશાન થયા શીવાય રહેશે નહિ." મુસાફરે શાંન્ત રહીને કહ્યું.

"નુકસાન અને લાભની મને જરૂર નથી. પણ મણીની જરૂર છે. મણીના માટે આ દેહની આહુતી આપીશ. પણ મણીને આપ-

વાની નથી. તું મને શું કરે [illegible] માટે સીધી તરફથી દુધપી ચાલ્યો જા, ઝેર પીવાના [illegible] નહિ. શુ ભકે અશુભ જાણ્યા સિવાય વચનથી બંધાવું તે [illegible] ધર્મને માટે પરોપકારને અર્થે આપેલા વચનનું તન. મન. [illegible] પાળવાની મારામાં શકતી છે. પણ અધર્મ માટે વચન પાળવું [illegible] ર્માષ્ટિને નુકશાન કરે છે. તારી જાત, નાત, જાણ્યા સિવાય વચનપા જે પુરૂષ બંધાય છે. તેને ધીટકાર છે. એકને માટે હજારોનો નાશ થતો હોય તેવા અધર્મી પુરૂષને કદાપી કાળે વચન આપવું નહિ. એવા અનિતિના માર્ગમાં જવાનો બીલકુલ ખ્યાલ કરવો નહિ. માટે જા એમ સમજી લેજે કે માણેક એ વચન થઇ ગઇ. માણેકે જવાબ આપતાં કહ્યું.

"કેમ ત્રીભોવનદાસ માણેક કહે છે. તે ખરૂં છે? મુસાફરે ત્રીભોવનદાસ તરફ દ્રષ્ટી ફેરવતાં કહ્યું. આથી પથારીમાં પડેલો ત્રીભોવનદાસ [illegible] અને એકદમ નીર્ણય કરી પુ: બોલી ઉઠયો...

"કયાં છે મણી? લાવો દશ હજાર [illegible] રૂપીઆ અને પછી મણી.

કરસી બેંકની નોટો લઇ, મા[illegible] લેવા આવોને
દશ હજાર ગણી આપી પહેલા મણીને [illegible] સીધાવોને.

ત્રીભોવન આ સમયે દિવાના પણામાં [illegible]લતો હતો હું શું બોલુ છું. તેનું બીલકુલ તેને ભાન હતું નહિ આવેલા મુસાફરે સાચું માન્યુ અને એકદમ આનંદથી ઉભરાઇ ગયો. ઉભરાતા અંતઃકરણથી નીચે પ્રમાણે ઉદ્‌ગારો કાઢયા.

"રોકડા ગણી આપું પહેલા મણી [illegible]ને બતલાવોને.
દામ. દામ શું કરો છો. પહેલા [illegible] પરણાવોને"

મારા સાહેબ દામ પહેલા અને પછી પરણવાનું. લો રૂપીઆ અને લાવો મણી પછી કંઇ છે. મુસાફરે નોટોનું ફાકડું બતાવતાં કહ્યું.

"પાપી! પરણવાનું નામ લેતાં તારી અપવિત્ર જીભ કપાઈ કેમ જતી નથી. તારૂં લગ્ન આ સ્થાનમાં થવાનું નથી. પણ સ્મશાનમાં છે. તારા પાપી માટે ચોરી? નહિ, નાશ માટે ચીતા તૈયાર છે. દુર જા મારા મકાનમાંથી એકદમ ચાલ્યો જા નહિ તો મોત નજીક આવ્યું એમ સમજજે." માણેકે પુનઃ ક્રોધીત થઇને કહ્યું.

"ખબરદાર! વિશ્વાસઘાતી પતિની સ્ત્રી. વિચાર કર તારા બોલવા ઉપર હું ખ્યાલ રાખતો નથી. તેનો ગેર ઉપયોગ કરે છે. તેનું ફળ સારૂં નહિ આવે તેનો ખ્યાલ કરજે" મુસાફરે તટસ્થાત ક્રોધથી કહ્યું.

"શું! તું મને દબાવે છે? માણેકે પ્રશ્ન કર્યો.

"હા! તને તારા પતિને દબાવવાની તાકાત છે.

"તને કોઇ પણ પ્રકારની તાકાત નથી. કમબખત તું સમજતો નથી કે આ માણેક કદાપી કાળે તારી આશા સફળ થવા દેશે નહિ. માટે સમજીને તારો પ્રાણ વ્હાલો હોય તો અહિંઆંથી ચાલ્યો જા." માણેકે જવાબ આપતાં કહ્યું.

"તારી શી તાકાત છે કે મારો પ્રાણ લઇ શકે. મારો પ્રાણ મણીના પ્રાણ સાથે બંધાએલો છે. મણી કરતાં મારા પ્રાણને વ્હાલો ગણતો નથી. જ્યારે નથી મણી! ત્યારે નથી થનાર ધણી. માટે વધારે બકવાદ કર્યા સિવાય છાનીમાની બેસી રહે. નહિં તો મારે મારા ગુસ્સાનો ઉપયોગ કરવો પડશે." મુસાફરે ક્રોધથી પોતાના ગુસ્સાનો ખ્યાલ કરાવતાં કહ્યું.

"તું માનવાનો નથી કેમ ? માણેકે પ્રશ્ન કર્યો.

"ના, હું કદાપી કાળે મણીને પરણ્યા સિવાય માનવાનો નથી. સમજીને" મુસાફરને બેધડકથી જવાબ આપતો જોઇ માણેકનો મિજાજ હાથથી ગયો. સાક કાપવાની લાંબી છરી લઇ મુસાફરને મારવા સારૂ દોડી. કે એકદમ ભયંકર અવાજ થયો. અવાજ થતાંની સાથે મુસાફર અદ્રશ્ય થઇ ગયો. મુસાફરને નહિ જોવાથી "પાપી ! પલાયન થઇ ગયો" ઉદગારો કાઢવાની સાથે છરી ફેંકી દઇ. ત્રીભોવનદાસની પાસે જઇને બેઠી. કે તરત ત્રીભોવનદાસ પુનઃ બોલી ઉઠયો.

"મને દશ હજારનો ડક્ષો આપનાર ગ્રહસ્થ કયાં ગયો ? મને નોટો કેમ આપી નહિ. નોટોનું કોકડું કયાં છે ? લાવો ! હાય ! પૈસા. આ મકાન પડાવી નાંખો, અને મારા માટે સરસ બંગલો બનાવો. તીજોરી મંગાવો રૂપીઆ તેની અંદર ભરો કોઇ લઇ જશે કહી ત્રીભોવનદાસના મગજને ધકો લાગવાથી ચક્ષુઓના ડોળા બહાર નીકળી ગયા. હાથ પગ તણાવા લાગ્યા કંઠ ઘરરર ઘરરર થવા લાગ્યો. એટલામાં, "હાય ! પૈસા. કહેતાંની સાથે પુનઃબેશુદ્ધ થઇ ગયો.

સુજ્ઞ વાંચક બંધુ સ્વાર્થી લાલચો દેહને આત્માને બાળનાર અગ્ની છે. અગ્નીમાં બળતો માણસ બચી શકે છે. પણ જેના અંતઃકરણની અંદર સ્વાર્થી લાલચો છે. તેનું અંતઃકરણ સદાને માટે બળતું રહેવાનું. દીલ દાઝ કદાપી કાળે હજારો પ્રયત્ન કરો પણ જતો નથી. માટે તેવી પાપી" લાલચોથી દુર રહી ખરા હકના પૈસા કમાવા કે જેથી પરમાત્મા સુખી કરે. અસ્તુ

## પ્રકરણ ૯ સું.

### ત્યારેજ ખરો રંગ જામસે ?






વારના આઠ વાગ્યાનો સમય થવા આવ્યો છે. નીશાળીઆઓ પોતાના નવા આપેલા લેશનને ઝુકી ઝુકી માથુ ધુણાવતા ગોખણ પટી કરતા જણાય છે. નવ યોવન બાળાઓ બબે ચચારના જથા સાથે પનઘટ ઉપર જતી જણાય છે. તેવા સમયમાં આપણો સુંદર હાથમા બાટલી લઇ દવાખાના તરફ વિદ્યુત વેગથી ચાલ્યો જતો આપણી દ્રષ્ટીએ પડે છે. સુંદર દવાખાનામાં આવી પહોંચ્યો મોટા ડોકટર સાહેબ કંપાઉન્ડરને હુકમ કરતા ચસ્મામાંથી પોતાની ચક્ષુઓ ફેરવતા ખુરસી ઉપર બેઠેલા જણાયછે. તેવામાં ડોકટર સાહેબની દ્રષ્ટી આપણા સુંદર ઉપર પડતાંજ "કેમ, સુંદર તારા બાપાની તબીયત કેવી છે. ઉદ્દગારો કાઢ્યા.

"સાહેબજી, કાલ કરતાં આજે મને કંઇ સારૂં દેખાય છે. કાલે બીલકુલ ખાધું ન હતું માત્ર આજ સવારે એક કપ દુધનો પાયો છે. માથાની અંદર જે દુઃખાવો હતો તે આજ કમતી દેખાય છે. આપણી દવાથી મને આશા છે કે થોડા દિવસમાં આરામ થઇ જશે. પછી ઇશ્વર ઇચ્છા બળવાન છે" સુંદરે વિવેકથી જવાબ

"સુંદર ! તારા પીતાશ્રીએ પોતાના હસ્તથી પગ ઉપર કુહાડો માર્યો છે. કેવા મુર્ખ માણુસ છે કે પોતાના બાળકોને દુઃખ દેવાને બીલકુલ ખ્યાલ કરતા નથી. શું ! તેમના અંતઃકરણની અંદર

વાત્સલ્ય પ્રેમ નથી ? પ્રભુ. પ્રભુ, દયાવંત ડાકટર સાહેબે દયા દર્શાવતાં કહ્યું.

"મારા પુજ્ય સાહેબ ! જેના અંતઃકરણની અંદર દયા નથી. તેવો પુરૂષ નહિ. પણ પુરૂષના રૂપમાં પશુ સમજવો. જેના અંતઃકરણ માં હળાહળ ઝેર હોય છે. તેની અંદર કદાપી અમૃતની આશા રહેતી નથી. તેમ સ્વાર્થી લાલચો આગળ પુત્ર હોકે પુત્રી સ્ત્રી હોકે ભગીની કાકી હોકે માસી ગમે તે હો પણ તે સ્વાર્થી મનુષ્યો કંઇ પણ જોતા નથી. સ્વાર્થી લાલચોને લીધે જેની હૃદય ચક્ષુઓ અંધ છે. તે કદાપી કાળે દેખતો નથી. તેમ મારા પીતાશ્રી ની પણ તેવીજ દશા છે. એટલે તેમને કોઇ પણ બાબતનો ખ્યાલ થતો નથી. હશે ! પ્રભુ સૌનો મદગાર છે. સર્વ પ્રાણી માત્રની ફીકર મહાન પ્રભુને છે તો પોતાના દુઃખી બાળકોની શંભાળ કેમ નહિ લે ?" "બરાબર સુંદર નીરાધારને આધાર આપનાર પ્રભુ ખબર લીધા સિવાય રહેતો નથી. જેણે નવ મહીના ગર્ભસ્થાનમાં રક્ષણ કર્યું તો પછી અત્યારે કેમ આપણું રક્ષણ નહિ કરે ? કરશે. પવિત્ર સુંદર; તારા શુભ અને નીતિથી ભરેલા આ ચરણથી પરમાત્મા તારી મદદ કરશે." ડાકટર સાહેબે પ્રભુનો ઉપકાર માનતાં કહ્યું.]

"સાહેબજી કર્મના ફળ અવશ્ય ભોગવ્યા સિવાય છુટકો થવાનો નથી માણુસ જેવું કરે છે. તેવાંજ ફળ પામે છે. વાવે તેવું લણે છે. પ્રભુ પોતે ગયબી શિક્ષા મોકલે છે. છતાં મુર્ખ મનુષ્યો સમજતા નથી. કહ્યું છેકે "ખુદાકી લકડીમેં અવાજ નહિ હય" પરમાત્મા પોતાની દુઃખ રૂપી લાકડીનો મનુષ્યો ઉપર ઉપયોગ કરે છે. પણ પાપી જનો તેનો ખ્યાલ કરતા નથી. અને છેવટે કમોતે મરે છે."

સુંદર ડાકટર સાહેબની વચ્ચે વાતચીત ચાલી રહી છે. એટલામાં એક બાળા ચૌદ પંદર વર્ષની ડોકટર સાહેબ પાસે રડતી રડતી આવી. બાળાને જોતાંજ "પ્રેમીલા તું કેમ રડે છે" ડોકટર સાહેબે તેનું નામ દઈ પુછ્યું દયાળુ ડોકટરના ઉદગારો સાંભળતાં પ્રેમીલા હૃદય ફાટ રડવા લાગી. આથી દયાળુ ડોકટર સાહેબને દયા આવવાથી પુનઃ ખુરશીનો ત્યાગ કરી પ્રેમીલા પાસે આવી તેના શીર ઉપર હસ્ત ફેરવી, "પ્રેમીલા ! રડીશ નહિ. તને શું દુઃખ છે. તે મને કહે એટલે હું તારો ખુલાસો કરૂ. આમ રડવાથી શું વળવાનું છે. "કહી ડોકટર સાહેબ પ્રેમીલા પાસે ઉભા રહ્યા એટલામાં "સા...હેબ કંપાઉન્ડર મને દવા આપતા નથી. "ગરીબ બાળા પ્રેમીલાએ રડતાં રડતાં જવાબ આપ્યો. પ્રેમીલાનો જવાબ સાંભળતાંજ ડોકટર સાહેબના ગુસ્સાનો પાર રહ્યો નહિ. અને એકદમ મુછ ઉપર હસ્ત નાંખી શ્વાનની પુછડી જેવી મુછની આંકડીઓ ચઢાવી "ચીમનલાલ" કંપાઉન્ડરને બોલાવવા માટે બુમ મારી અવાજ કંપાઉન્ડરે સાંભળ્યો.

"આવ્યોજી" કહી પ્રત્યુતર આપ્યો કે તરત ચીમનલાલ આવી ડોકટર સાહેબની સમક્ષ ઊભો રહયો.

"ચીમનલાલ આ દવાખાનું તમારા ઘરનું નથી. પણ શ્રી ડાકટર સાહેબની મહેરબાનીથી ગરીબ લોકને માટે ખાસ કરીને બંધાવેલું છે. દરદીઓની સારવાર કરવી તે આપણો ધર્મ છે. તેમની તંદુરસ્તી સુધારવા માટે યત્ન કરવો તે આપણી ફરજ છે. તેને એક બાજુ મુકી ધર્મને ડુબાવી દઈ ગરીબોના અંતઃકરણ બાળી દઈ બદદુઆ લોછો તે શું તમે સારૂં કરો છો ? નહિ. પણ આપણી મેળવેલી આબરૂને બટ્ટો લાગે છે, તમે

તે હું આ પ્રેમીલાના રડવા ઉપરથી કહું છું કે પૈસા ખાવાની લાલચો દિવાળીની ભેટો લેવાની લાલચોથી ધનવાનને પહેલી દવા આપો છો. અને ગરીબોને પાછળથી આપોછો તે કેટલો બધો અન્યાય તમારા અન્યાયના લીધેજ દીન પ્રતિદીન દર્દીઓ વધતા જાય છે. રાજાની દાનત બગડે ત્યારે પાકના તુલની અંદર કસ રહેતો નથી. કારીગરની દાનત બગડવાથી ધંધામાં બરકત રહેતી નથી. તેમ ડોકટરની દાનત બગડવાથી દરરોજ દર્દી પેદા થાય છે. માટે પ્રભુની પાસે માગો કે પ્રભુ અમને સદાએ ફુરસદ આપે ચીમનલાલ આ વખતે હું તમને જવા દઉંછું. હવે પછીથી આવા બનાવો બનશે તો એમ સમજી લેજો કે તમારા માટે માન આબરૂ ઘટી જશે. જાઓ પ્રેમીલાને દવા આપો, બ્હેન ! જા તેમની સાથે તને દવા આપે એટલે મારી પાસે થઇને જજે." ગરીબ કંગાલ જેવી પ્રેમીલા કંપાઉન્ડરની પાસેથી દવા લઇને આવી ડોકટર સાહેબની પાસે આવી પોતાની ઓઢણીની અંદર પોતાના હસ્ત દબાવી છુપાવી એક યંત્રની પુતળીની માફક ઉભી રહી પ્રેમીલાના ગુલે ગુલાબી ગાલો તેના મુખ રૂપી ગાલીચામાં ગુલાબના પુષ્પ રૂપી સુંદર દેખાતા હતા. કાળા ભમરાને પણ ભમાવી બાટકતો કરે તેવી વણુ સુરમે આંજેલી ચક્ષુઓ મૃગલીને દિવાની બનાવે તેવી ચપલ અણીઆળાં ચક્ષુઓ વાળી પ્રેમીલાએ સુંદર સામે પ્રેમ ભરી દ્રષ્ટી કરી નીચું જોઇ ઉભી રહી ચરણના અંગુઠાથી જમીન ખોતરવા લાગી. પ્રેમીલાએ લજ્જાની ઓઢણી ઓઢી લીધી. પ્રેમીલાએ મુગ્ધાપણાના ખેલ એક બાજુએ મુકી જુવાનીને પોતાની સહીયર બનાવી હતી. જુવાનીએ પોતાની નીશાની શરીર રૂપી બાગ ઉપર ફરકાવી હતી. ચક્ષુની ચળકાઇથી પ્રેમીલા સુંદરને જોતી હતી.

સુંદર બાળા પ્રેમીલાને જોતો હતો. મનહરણ કરનારી પ્રેમીલાએ સુંદરનું મનહરણ કરી લીધું. મનને પ્રેમીલાએ હૃદયની સાથે ટાંકી દીધું. વિશ્વામિત્ર જેવા પણ મેનકા ઉપર મોહ પામ્યા હતા તો સુંદરનું શું ગજું કે રૂપના ભંડારવાળી પ્રેમીલામાંથી બચીશ શકે એક બીજા પોતપોતાને પ્રેમથી જોવા લાગ્યા. સુંદર પ્રેમીલાના રૂપમાં લટ્ટુ બની ગયો. જ્યાં દ્રષ્ટી ફરે ત્યાં પ્રેમીલાજ તેની દ્રષ્ટીએ પડવા લાગી. સુંદરનું અંતઃકરણ પ્રેમીલા તરફ પુનઃ ખેંચાવાથી નીચે મુજબ બોલવા લાગ્યો.

"બાળા! દવા કોને સારૂ લેવા આવ્યા છો" સુંદરે પ્રશ્ન કર્યો.

"મારા ભાઇને માટે." પ્રેમીલાએ ખમચાતાં નીચી દ્રષ્ટીએ જવાબ આપ્યો.

"આપણા દુઃખી ભાઇનું નામ" સુંદરે ફરીથી પ્રશ્ન કર્યો.

"રતિલાલ" શું! રતિલાલ, હા પ્રેમીલાએ બીજી વાર ઉત્તર આપ્યો.

"અફસોસ! દુઃખી બાળા તમારો બંધુ મારો દોસ્ત છે. તેની માંદગી સાંભળી મારૂં અંતઃકરણ ચીરાય જાય છે. બાળા તમારા બંધુને કેમ છે,"

સુંદરે રતિલાલની દયા ખાતા પ્રશ્ન કર્યો.

"પ્રભુ! બચાવો" કહી પ્રેમીલાની ચક્ષુમાંથી આસુ ટપકવા લાગ્યા. પહેરેલી ઓઢણી જોત જોતામાં ભીંજાવી દીધી. થોડીક વાર તેજ સ્થીતિ રહ્યા પછી પ્રેમીલાને કંઇ ધીરજ આવવાથી પાછી પુનઃ બોલવા લાગી.

"મારા બંધુની માંદગી બહુ ભયંકર જણાય છે. દિવસે દિવસે

શરીર બગડતું જાય છે. આવી રીતે તબીયત રહેશે તો આ પાપી પ્રેમીલાનો બંધુ હતો ન હતો થઇ જશે. હાય! મને ઘણુંએ લાગી આવે છે. પણ મારો કુદરત આગળ બીલકુલ ઉપાય નથી પ્રેમીલાએ પોતાની નિરાશા જણાવતાં કહ્યું.

"બાળા! પ્રભુએ તમારા માતા પીતાને સવળા હસ્તથી પુત્ર આપ્યો હશે તો પ્રભુની ઇચ્છા વીના એક બાલ પણ વાંકો થવાનો નથી. સૌને પરમાત્માનો આધાર છે. જુઓ! ટાઇમસર દવા પાજો અને આજથી ડોકટર સાહેબને દવા સારી આપવાને ભલામણ કરી જાઉં છું તમારા દુઃખી બંધુને મારા પ્રણામ કહેશો." સુંદરે પોતાનો વિવેક બતાવતાં કહ્યું.

"દયાળુ તરૂણ પુરૂષ આપની દયાલુ વૃતી જોઇ હું તમારો ઉપકાર માનું છું પણ આપનું નામ પ્રેમીલાએ શરમાતાં શરમાતાં

"બાળા મારૂં નામ સુંદર છે." સુંદરે નામ બતાવતાં કહ્યું.

"વાહ! પ્રભુ, જેવું નામ તેવાજ ગુણ છે" વિચાર કરી પુનઃ બોલી ઉઠી. "ત્યારે આપની ભગીનાનું નામ મણી તો નહિ?

"જી હા, મારી બેનનું નામ મણી છે." સુંદરે મણીની ઓળખાણ આપતાં કહ્યું.

"ત્યારે ખરો રંગ જામશે" પ્રેમીલાના મુખમાંથી ઉદ્દગારો નીકળતાં જેમ વીજળીનો ઝબકારો થઇ પાછો પલાયન થઇ જાય છે. તેમ વિદ્યુત વેગથી પ્રેમીલા રવાના થઇ ગઇ. સુંદરના મગજની અંદર પ્રેમીલાનાજ ઉદ્દગારો ઘોળાયા કરતા હતા. મીનીટ મીનીટમાં "ત્યારે ખરો રંગ જામશે." એવા પડઘા લાગ્યા. સુંદરને કંઇ ભાન આવવાથી ઘેર જવાની રજા લઇ ડોકટર સાહેબની રજા લેવા માટે દોડી કરે છે.

નો તેની દ્રષ્ટીએ ડોક્ટર સાહેબ નહિ પડવાથી રવાના થઇ ગયો. ચતુર ડોક્ટર પ્રેમનો કક્કો બારાખડી શીખાતી જોઇ પ્રથમથી રવાના થયા હતા. વ્હાલા વાંચક બીમાર રતિલાલ બીજો કોઇ નહિ પણ આપણી મણીનો આશક પ્રભુ અને પ્રેમીલાનો બંધુ હતો. પ્રેમીલા બંનેની હકીકત જાણતી હોવાથીજ ત્યારે ખરો રંગ જામશે કહી રવાના થઇ ગઇ હતી. સુંદર તેજ વિચારો કરતો દવાખાનાનો ત્યાગ કરી ચાલતો થયો. ટાઇમ થઇ જવાથી દવાખાનું પણ બંધ થઇ ગયું ડોક્ટર સાહેબ પણ પોતાના ઘર તરફ ચાલતા થયા. માટે આપણે પણ ચાલો.

---

## પ્રકરણ ૧૦ મું.

### પુત્ર અને માતાનું હરણ.




તના દશ વાગ્યાનો સમય છે. અર્ધ મનુષ્યો નીદ્રાને શરણે પડેલાં છે. તો કોઈ પોતાના સંતાનોને લઈ રમાડતા જણાય છે. નવ વધુઓ પતિની રાહ જોઇ બેઠેલી છે, બાલ લલનાઓ સંસાર સુખને પોતાના પ્રેમ રૂપી પુષ્પોથી વધાવી રહી છે. પોલીશ થાણાના સીપાઇઓ રોન ફરવા માટે થાણાની અંદર હાજર થએલા છે. લુચ્ચા વ્યભિચારી જનો પોલીશના સીપાઇથી સંતાતા છુપાતા વીષય વાળનાથી ભરેલા વિષયાંધ મનુષ્યો પહેરો ફરતાં અગાડી છુપાતા દબાતા ઘરમાં ઘરમાં ભરાઈ જતા જણાય છે. શીઆળવાના હુકા હુકુને ધ્વની કર્ણેંદ્રીને ભેદી નાંખનો આરપાર થઇ ચાલ્યો જતો સંભળાય છે, તેવા સમયે શાંન્તીલાલ અને રાવ બહાદુર ઇન્સ્પેક્ટર સાહેબ બહાર વટીઆની વાતો કરી રહ્યા છે. તેવામાં એક પુરુષે તેમના હસ્તમાં ચીઠ્ઠી આપી અજાણ્યા પુરૂષને જોતાંજ શાંન્તીલાલ અજાયબ થઇ ગયો. એકદમ ગભરાઈ જઇને બોલી ઉઠયો.

"આ ચીઠ્ઠી તને કોણે આપી છે." શાંન્તીલાલે ચીઠ્ઠી બતાવતાં કહ્યું.

"એક પુરૂષે" આવનાર પુરૂષે જવાબ આપ્યો,

"તે પુરુષનું નામ શું છે? અને તને આ ચીઠ્ઠી ક્યાં આગળ આપી હતી." શાંન્તીલાલે પ્રશ્ન કર્યો.

"સાહેબ હું જંગલમાં લાગડાં કાપવા ગયો હતો, ત્યાં આગળ એક પુરૂષ આપણા ગામની તરફ આવતો હતો. હું તેના આગળ હોવાથી મને બોલાવી ઉભો રાખ્યો અને આ ચીઠ્ઠી મને ત્યાં આગળ લખીને આપ સાહેબને આપવાનું કહી મને મજુરીના ચાર આના આપી ચાલતો થયો તે કયાં ગયો તેની મને ખબર નથી. પણ પહાડ ઉપર થઇ ગામની અંદર આવતો હોય એમ તેની ચાલ ઉપરથી જણાતું હતું. તે કોણ છે. તેનું શું નામ છે. તે હું જાણતો નથી" આવનાર પુરુષે ખરી હકીકત કહી.

"તને બીજું કંઇ કીધું છે? શાંન્તીલાલે ઉલટાવીને પ્રશ્ન કર્યો

"ના સાહેબ મને કંઇ કીધું નથી. મારો જીવ શું ખાઓ છો. મારે મોડું થાય છે, હવે રજા આપોતો સારૂં કેમકે મારાં છોકરા ભુખે મરતા હશે જુઓ સાહેબ આ દાણાની પોટલી આમાં મેં શું લઇ ખાધું છે- કે મને પુછો છો. આવનાર મજુરે દાણાની પોટલી બતાવતા કહયું.

'તું શું ધંધો કરે છે.' શાંન્તીલાલે વધારે પુછપરછ કરી,

"સાહેબ લાકડા લાવીને વેચવાનો ધંધો તેતો વળી ધંધો હશે? ના મજુરી આપતા! મજુરી કહેવાય મજુરે પોતાની હાલત જેતાં કહ્યું.

તારૂં નામ શું છે. અને તું કયાં રહે છે, તે સાચે સાચું કહી દે નહિ તો માર ખાધો એમ સમજી લેજે, શાંન્તીલાલે બીક બતાવતા કહ્યું.

"મારશો મારશો નહિ. મારે વળી જુઠું બોલીને વગર ભાડાની કોટડીમાં પડવું નથી, લખો મારૂં નામ ઘેલીઓ અને મારા બાપનું નામ ગાંડીઓ રહું છું પગીવાસમાં પછી કંઈ છે, હાચે હાચું કહી દીધું ઘેલા નામના મજુરે પોતાનું નામ બતાવતા કહ્યું.

શાંન્તીલાલ ઘેલાને આગળ પુછવાનો વિચાર કરે છે. એટલામાં ઇન્સ્પેક્ટર સાહેબ બોલવા લાગ્યા.

"શાંન્તીલાલ તમારા જેવો કોઈ દુનીઆની અંદર વ્હેમી પુરૂષ નથી બીચારાના પ્રાણ લીધા સિવાય આ ચીઠ્ઠી લખનાર કોણ છે. અને ચીઠ્ઠીની અંદર શું લખેલું છે. તે તો જાણવું જોઇએ કે પુછ પરસમાંજ ટાઇમ ગાળી દેશો" ઇન્સ્પેટર સાહેબને અધીરાઇ આવવાથી કહ્યું.

"સાહેબ ગમતનાં ગમત થાય છે. અને આમાં આપણું કામ પણ થાય છે. કારણ કે કદાચ બદમાસની ટોળીનો માણસ હોય તો પછી શું કરવું તે પહેલા નામ નીશાન જાણી લેવું કે નહિ. કે ચીઠ્ઠી મળી એટલે બધું મળી ગયું. તમારો વિચાર શું છે. તે જાણવાનો હોય તો સાંભળો" કહી શાંન્તીલલ નીચે મુજબ વાંચવા લાગ્યો......

બહાદુર ઇન્સ્પેક્ટર સાહેબ તથા શાંન્તીલાલ આજે મને દિવ. સના પાંચ વાગતા એવી ખબર મળી છે કે રાતના એક વાગતા ત્રીભોવનદાસની સ્રીનું અને સુંદરનું હરણ બહાર વટીઆ કરવાના છે. માટે જેમ બને તેમ ત્રીભોવનદાસના મકાન ઉપર પુરતો બંદોબસ્ત રાખજો. તે પહેલાં વિલાસીના વિલાસ ભુવનમાં ચારે બાજુએ

માણસો રાખી એવો બંદોબસ્ત રાખોકે દુષ્ટ લોકો વિલાસ ભુવનમાંથી નીકળવા પામે નહિ. હું પણ તમારી મદદમાં આગળ મોખરા ઉપર ઉભો રહીશ. એજ લી. બેદી પુરૂષ.

ચીઠ્ઠી વંચાઇ રહેતાંની સાથેજ ઘડીઆળે બાર વગાડ્યા શાંન્તીલાલ અને ઇન્સ્પેક્ટર સાહેબ ગભરાઇ ગયા. હવે શું કરવું તેને શોધવા લાગ્યા. રાવબહાદુર બેડે બેડે "પગી ! ઓ પગી" હુ શે સાહેબ" પગીઓ તરફથી પ્રત્યુતર મળ્યો. કે પાછો ઇન્સ્પેક્ટર સાહેબે બીજો હુકમ કર્યો. "જાઓ ! જલ્દી જાઓ. આજે ગામની અંદર ધાડ પડવાની છે. માટે તમારા હથીઆરો બાંધીને તરત જલ્દીથી અહીઆં આવો" ઇન્સ્પેક્ટર સાહેબનો હુકમ સાંભળતાં વફાદાર નીમકહલાલ પગીઓનું લોહી ઊકળી આવ્યું. એકદમ જઇ મકાન પાસે હોવાથી હથીઆર બાંધી ઇન્સ્પેક્ટર સાહેબની છાતી ઉપર આવી ઉભા રહ્યા. તેમાંથી બેતફા કરી એક ટુકડી ત્રીભોવનદાસના મકાન તરફ મોકલી બીજી ટુકડી વિલાસ ભુવન તરફ રવાના કરી દઇ. રાવબહાદુર ઇન્સ્પેકટર સાહેબ અશ્વારૂઢ થઇ ગયા. અને શાંન્તીલાલ પણ ઘોડા ઉપર બેસી પોલીશ ગેટને ખબર આપતો પરોપકારી પુરૂષો વિલાસ ભુવન પાસે આવી પોતાના અશ્વોને ઉભા રાખ્યા. ચારે બાજુએ પ્રદક્ષીણા કરવાથી અશ્વના ડાબલાથી જમીન એક હાથ ઉતરી ગઇ. એટલામાં "શાંન્તીલાલ કેટલા વાગ્યા ઇન્સ્પેકટર સાહેબે પ્રશ્ન કર્યો. સાહેબ એક વાગવાની તૈયારીમાં છે. એકમાં પાંચ મીનીટ બાકી છે. શાંન્તીલાલે ઘડીઆળ જોઇને કહ્યું.

"કેમ કોઇ વિલાસ ભુવનમાં જણાતું નથી. દીપકો પણ બુઝાવી નાંખવામાં આવ્યા છે." ઇન્સ્પેક્ટર સાહેબે વિલાસ ભુવન તરફ દષ્ટી કરતાં કહ્યું.

"એમ તે કંઇ જણાય છે. કદાચ અંદર હશે અને આપણને આવેલા જોઇ છુપાઈ ગયા હશે તો પણ કોને ખબર" આ પ્રમાણે શાંન્તીલાલ અને ઇન્સ્પેકટર સાહેબ વચ્ચે વાતચીત ચાલી રહી છે. એટલામાં થોડેક દુર એકદમ અજવાળું દેખાયું. અજવાળાને પ્રભાવ પડતાંની સાથે શાંન્તીલાલ ચમકયો. જે બાજુથી અજવાળું આવતું હતું. તે તરફ પોતાની દ્રષ્ટી ફેરવતાંજ દરવાર મનુષ્યો બારીમાંથી ઊતરતા નહિ ફાવવાથી એકદમ પડતું મુકી જમીન ઉપર પડયા કે તરત તેજ બારીમાંથી આગના ભડકા નીકળવા લાગ્યા. ભડકા નીકળતાંની સાથે બારીઓ તુટવાના અવાજ જયાં આગળ શાંન્તીલાલ ઇન્સ્પેકટર ઊભાછે. ત્યાં આગળ શંભળાવવા લાગ્યા. એકદમ મકાન ચારે બાજુ એથી બળતું જણાવ્યું. કે તરત પોલીશના સિપાઓએ આવો આગ લાગી છે દોડો, દોડો નો અવાજ જોરથી કરતાંજ આડોસી પાડોસી જાગી ઊઠયા. કોળાહળ મચી રહયો. આગ વધારે જોરથી થવા લાગી ઇન્સ્પેકટર સાહેબને ધીરજ નહિ રહેવાથી એકદમ બળતા મકાનને બુઝાવી નાંખવાનો હુકમ કર્યો કે પગીઓ ત્યાંથી રવાના થઇ ગયા. અધુરામાં પુરૂં શાંન્તીલાલ તથા ઇન્સ્પેકટર સાહેબે ત્રીભોવનદાસના મકાન તરફ પોતાના અશ્વોને મારી મુકયા. ત્યાં આગળ રાખેલા માણસોને લઇ તે પણ રવાના થઈ ગયા. ઇન્સ્પેકટર સાહેબ આવેલા જોઇ પોલીસના સિપાઇઓ બળતા મકાનને બુઝાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. શાંન્તીલાલે પોતાની અકલનો ઉપયોગ મારથી કરી માણસો એકઠા કરવા લાગ્યા. અતીશય પરિશ્રમથી વાંસી કુવાડાથી મકાનને તોડી પાડી બુઝાવી નાંખ્યું. પાણીના જોરથી અગ્ની ઠંડો થઇ ગયો. એટલામાં એક પુરૂષ એક સુંદર બાળાને અને તરૂણ પુરૂષને બહાર

લઇને આવતો જોયો. આથી સર્વ લોક અજાયબ થઇ ગયા. સર્વ ને બહાદુર, પરોપકારી પુરૂષ તરફ એકી દ્રષ્ટીએ જોવા લાગ્યા. એટલામાં "કોણ ! સ્યામદાસ. !"

શાંન્તીલાલે ઊદ્‌ગારો કાઢયા. "હા ! એજ આપનો દાસ ! પ્રત્યુતર આપતાંની સાથે શ્વાસો શ્વાસ ચઢી આવ્યો. અને એકદમ જમીન ઉપર પછડાઇ ગયો. વ્હાલા વાંચક બંધુ બાળા અને તરૂણ તે બીજાં કોઇ નહિ. પણ પ્રમીલા અને રતિલાલ હતાં. અને બેશુદ્ધ થએલો આપણો પરોપકારી પુરૂષ સ્યામદાસ હતો. સ્યામદાસને બેશુધ્ધ પડેલો જોઈ સર્વ જણ તેને શુધ્ધીમાં લાવવાના ઉપાય કરવા લાગ્યા. સ્યામદાસ તરત શુદ્ધીમાં આવ્યો, શુધ્ધીમાં આવતાંની સાથે "દોડો ! કોઈ આવો પાપીઓ મને લઈ જાય છે" શોકજન્ય ઉદ્‌ગારો શાંભળતાંની સાથે પગીઓ અવાજ ક્યાંથી આવ્યો. તે જાણવા નહિ રહેતાં એકદમ દોડયા. ગામ બહાર નીકળતાંની સાથે દશબાર માણસોનું ટોળું પહાડ તરફ જતું જણાયું. તેઓ એક સ્ત્રીને અને પુરૂષને લઇ જતા હોય એમ તેમના અવાજ ઉપરથી જણાઈ આવતું માણસોને જોઈ પગીઓ તેમની પછવાડે દોડયા. પણ કેટલાક કોતરમાં તો કોઈ પહાડ ઉપર ચઢી અદ્રસ્ય થઇ ગયા. માત્રદુષ્ટ પાપીઓમાંના એક જણને ઠોકર વાગવાથી જમીન ઉપર પડયો. જેવો નાસવા જાય છે કે તરત એક પગીએ તેની પાસેનો ધોકો તેના ચરણમાં મારતાંજ જમીન ઉપર ચીતો પાટ પડી ગયો. પાપીનો એક માણસ પકડાયો. બીજાઓની શોધ કરી પણ કોઇ હાથમાં નહિ આવવાથી પકડાએલા બ્હારવટીઆને લઈ ગામ તરફ રવાના થયા. પકડેલા માણસને ઇન્સ્પેકટર સાહેબને સોંપી ચાર વાગવાનો

સમય થવાથી આશ્રય લેવા માટે પોતપોતાના મકાન તરફ ગયા. વ્હાલા વાંચક બંધુ વખત પલટાવવાથી બધું બદલાઇ જાય છે. દશા જે કરે તે ખરૂં. રાજા કે અમીર, ફકીર પણ દશાના હસ્તમાં કેદ પકડાએલા છે. માણસોને તેમજ પ્રાણી માત્રને ફેરવનાર દશા છે. માટે દશાને તાબે રહેવું તેજ ઉત્તમ માર્ગ છે. દશાને લીધે ત્રીભોવનદાસના મકાનના માણસોની સ્થિતિ ખરાબ થઇ. માણેક અને સુંદર બ્હારવટીના હાથમાં ગયા. માટે દશા કરે તે ખરૂં.

---

# પ્રકરણ ૧૧ મું.

## કુલીનસીંહ બદલાયો.



વિલાસ ભુવનની અંધકાર કોટડીમાં બહારવટીઆઓએ માણેક તથા સુંદરને બદીવાન બનાવેલાં છે; જે વખતે બંને માતા પુત્રનું હરણ કર્યું તે વખતે બહારવટીઆ પહાડોમાંથી સંતાતા છુપાતા ગામની અંદર આવી વિલાશભુવનમાં આવી બંને જણુને બંદીવાન બનાવ્યા હતાં. બહારવટીઆઓ સ્વાંગ બદલવામાં હોશીઆર હતા. ગમે તેવો હોશીઆર પુરૂષ એક વખત ઓળખ્યા પછી બીજી વખત સમય આવે ઓળખી શકતો નથી. દીવેશમાં એટલા હોશીઆર હતા કે શાંન્તીલાલ જેવા કાબેલ ડીટેકટીવને પણ થાપ મારતાં ચુકતા નહિ. વિલાસ ભુવનમાં શું દુ:ખ છે તે સુંદર જાણતો હતો. વારંવાર માણેક તરફ દ્રષ્ટી કરતો સુંદર નીશ્વાસ ઉપર નિશ્વાસ નાંખતો હતો. એટલામાં પુન: "હાય! હવે શું થશે" શોકજનક ઉદ્ગારો કાઢતાંજ માણેક પુન: બોલી ઊઠી સુંદર તું ક્યાં છે? બંધ કરેલી કોટડીની અંદર એવો અંધકાર પથરાઈ ગયો હતો કે અંદરનો માણસ પણ જોઇ શકતો નહિ. સુંદર નહિ દેખાવવાથી માણેકે ઉદ્ગારો કાઢ્યા હતા.

"માતુશ્રી! હું આપની પાસે આપના દુ:ખમાં વૃદ્ધી કરવાને નજીકમાં બેઠો છું સુંદરે નિરાશ થઈ જવાબ આપ્યો

"પ્રીય પુત્ર તું મને દુ:ખનો કર્તા નથી. પણ મારા દુ:ખમાં ભાગ લેનાર સ્વાદીષ્ટ સાકર છે. તારાથી મને આ અંધકાર કોટડીના

દુઃખો સુખમય લાગે છે. તું જ્યાં સુધી આ દુનીઆની અંદર છે ત્યાં સુધી તારી દુઃખી માતા પણ દુનીઆની હવા ખાવા માટે રહી છે. તારા ગયા પછી આ માણેકનું શું થશે તે હું કહી શકતી નથી. માણેકે નીરાશા બતાવતા કહ્યું.

"માતુશ્રી માતા પીતાને બાળકો દુઃખ આપે છે. દુઃખમાં નાંખે છે. તે બાળક બાળક નહિ પણ સર્પ, શ્વાન જેવા સમજવા, માતુશ્રી મારી બીલકુલ ચીન્તા કરશો નહિ. જ્યાં સુધી મહાન પરમાત્મા પાંસરા છે. તેના વેરી આંધળા છે. જેને રાખવાવાળા રામ છે. તેને દુનીઆની અંદર મારવાવાળો કોઈ છેજ નહિ. માટે જ્યાં સુધી મારા ઉપર મહાન પરમાત્માની મહેરબાની હશે ત્યાં સુધી કોઇનાથી વાંકો વાળ પણ થનાર નથી." સુંદરે સદબોધથી ધીરજ આપતાં કહ્યું.

એટલામાં કોટડીના દ્વાર ખખડયાં. કોઈ ઉઘાડતું હોય એવો ભાશ થઇ આવ્યો. બંને જણુ સાવચ થઈ બેસી રહ્યાં. કે તરત એક પુરૂષ અને અઘોર કૃત્યની કરનારી સ્ત્રીએ પ્રવેશ કર્યો. ગુમ બતીની ડેસ ખેંચતાંજ અંધકાર પલાયન થઇ ગયો. આખી કોટડી ગુમ ફાનસના ઉજાસથી ભરાઇ ગઇ. સુંદર માણેકની બગલમાં દબાએલો જોઇ આવનાર સ્ત્રી પુનઃ બોલી ઉઠી.

"કેમ માણેક મારા શીકારને કેમ દબાવી ઉભી છે.

"પાપી વિષયાંધ વનીતા ! શું તારો શીકાર ?" હા તેજ મારો શીકાર, આવનાર સ્ત્રીએ પ્રત્યુતર આપ્યો.

"પાપી પરસન, ચંડાળણી તારો શીકાર નથી. પણ તારા ખુનનો પીનાર ઝેરી નાગનો પુત્ર નાજુક નાગ છે. તેજ તારાં કાળજાં

ઉથલાવી નાંખવાને શકિતવાન છે, માણેકે ક્રોધીત થઇ જવાબ આપ્યો

"છોડ! માણેક છોડ. ભુખ્યાના ભોજનને એક બાજુ કરી દે. મારા હસ્ત દુઃખી સુંદરના રૂધીરથી રંગીશ ત્યારે મારૂં બળતું અંતઃકરણ ઠંડું થશે." પરસને તેટલાજ રોશથી જવાબ આપ્યો.

"આ માણેકના ખોળીઆની અંદર પ્રાણ છે. ત્યાં સુધી સુંદર સલામત છે. નહિ તો પછી આખરી પ્રણામ છે." માણેકે પ્રાણ આપવો કબુલ કર્યો.

"એક બાલકને માટે આટલું ગુમાન? અને તેમાં વળી આ બહાદુર પરસનનું અપમાન "ચંડાળણી નીતિ અને ધર્મનું અભીમાન તેજ તારા મૃત્યુનું પયગામ "ચુપ કર! ચંડાળણી ચુપ કર, તારી શાન શું ગઇ છે? છોડ સુંદર અને છોડ માન, શું માનીશ નહિ. ચંડાળણી માન?

કેમ અભીમાની ઓરત નથી માનતી કેમ? સમજ એક બાળકના માટે તારા પ્રાણની આહુતી આપીશ.

"પીશાચીની આ માણેકને તું ઓળખતો નથી. આ એક બાળકના માટે હજારો પ્રાણ આપવા તૈયાર છું. ધન માલ લુંટાવી દઇ બરબાદ થઇશ. પણ સુંદર કદાપી કાળે મળનાર નથી તે નથીજ.

"એમ તો તે તારા બાળકનો ભોગ! કહી પરસન કટાર લઇ સુંદરને મારવા દોડી કે "હાય! બચાવો" સુંદરે છાતી ચીરી નાંખે તેવો દયાજનક ઉદ્દગાર કાઢ્યો. વજ્ર જેવું કઠણ હૃદય પીગળી ગયું. પાસે ઉભેલા પુરૂષના અંતઃકરણની અંદર દયા દેવીએ વાસ કર્યો. દયાના મીઠા ઝરણો ઝરવાથી આવનાર પુરૂષે પરસનનો હસ્ત પકડી રોકી રાખી અને પુનઃ બોલી ઊઠ્યો.

"શાંન્ત થા! પરસન સાહસ કરીશ નહિ. હું તારા પગે પડીને કહું છું કે નીર્દોષના પ્રાણ હણીશ નહિ.

ખુદાને જે કદમ ઝુકે કદમ તારે ઝુકયું શીર તે!

મગર કંઇ ખ્યાલ તેનો ના! હવે હદ આવી પહોંચી છે.

પરમાત્માને નહિ નમાવેલું શીર તારા ચરણ આગળ નમાવું છું કે હવે બસ કર! તારી ઘડી ભરાઇ ગઇ છે, પરમાત્માનો ખ્યાલ કર! જુલ્મથી મહાન પરમાત્મા કોપાયમાન થયા છે માટે વિચાર પાપના પોટલા બાંધી નર્કમાં પડીશ નહિ. પાપી પરસન ખ્યાલ કર હું કોણ છું બહાદુર બહારવટીઆનો ઉપ સરદાર છું. ધારૂં તો આ બાળકના પ્રાણ એકપળ વારમાં લેવા શકિતવાન છું. બલકે આખા ચીતરોડા ગામને ચીતાથી સળગાવી મુકી કોલશો કરવાને તૈયાર છું. આહસ્તેથી હજારો નિર્દોષ જનોના ખુન થએલાં છે. પાપી ચરણોથી ખોટાં કૃત્યો કરવાને બહુ દોડયા છે. હાય અફસોસ દયાળું પ્રભુ મારા ગુન્હાની માફી આપ કહી કુલીનસીંહ નામનો બહારવટીઓ પરસનની પાસેથી ખસી દુર જઈ ઉભો રહયો. કે પરસન આ તમાસો જોઈ છક થઇ ગઈ. આ પ્રમાણે બનવાનું શું કારણ છે. તેનો પણ ખ્યાલ રહયો નહિ. કુલીનસીંહને બેધડકથી જવાબ આપતો જોઈ પરસન ગભરાઇ બાજી હાથથી ગએલી જોઇ પુનઃ કુલીનસીંહ સામે દષ્ટી કરી બોલી ઉઠી.

"કુલીનસીંહ આ તમે શું કરો છો. મર્દ થઇ બાયલા નામર્દ કેમ બની જાઓ છો. આ છોકરાના પ્રાણ બચાવવાની તમારી શું મતલબ છે?" પરસને પ્રશ્ન કર્યો.

"કંઈ નહિ ચંડાળ રાક્ષસી મતલબ નહિ. પણ સ્વર્ગમાં જવાની મસલત કરૂં છું. ખબરદાર નામ દીધુંતો ચંડાળણી વધારે બોલીશ તો તાલવામાંથી જીભ લઇશ. તે નક્કી સમજજે કુલીનસીંહે ક્રોધીત થઈ કહ્યું.

"કુલીનસીંહ! વિચારો ખ્યાલ કરો, આ પરસનનું અપમાન? આશ્રય આપવાનું આ ઇનામ? પરસને લેટલાજ જોરથી કહ્યું.

"હા! હા! તેજ ઇનામ, પાપી શંખણી. તું શું આશ્રય આપનારી હતી, નિર્દોષના પ્રાણ લેવા માટે મદદ લેવા કોણ આવ્યું હતું. તેનો ખ્યાલ કર પાપણી! આ તારૂં અપમાન નથી. પણ મોતનો પયગામછે. કુલીનસીંહે ખુલ્લી વાત કહી'

"ઠીક છે હું જોઉં છું કે આ છોકરાનો પ્રાણ તું કેવી રીતે બચાવે છે" કહી પરસન વીફરાએલી વાઘણની માફક એકદમ સુંદર ઉપર દોડી આવી જેવી કટાર મારવા હસ્ત ઉંચો કરે છે કે કુલીન સીંહે તેની છાતીમાં લાત મારી જમીન ઉપર પાડી દીધી પડતાંની સાથે "હાય! કોઇ દોડો" જોરથી બુમ મારી. પરસનનો અવાજ બહાદુરસીંહના કાંને આવતાંજ ચમકર્યો અને એકદમ ઊભો થયો અંધાર કોટડી પાસે આવતાંની સાથે લાત મારવાથી દ્વાર ઊઘડી ખુલ્લાં થઈ ગયાં પરસનની છાતી ઉપર કુલીનસીંહને બેઠેલો જોઇ કુલીનસીંહ તું ભુલ કરે છે. આ માણેક ન હોય પણ પરસન છે. કહી બહાદુરસીંહે તેનો હસ્ત પકડી ઊઠાડવા લાગ્યો. આથી કુલીન સીંહે ઝાટકો મારી હસ્ત છોડાવી દઈ પુનઃબોલી ઉઠયો.

"હા! હું બરાબર જાણું છું કે આ માણેક નથી પણ પાપી પરસન છે. મારે તેનીજ જરૂર છે. અધર્મને રસ્તે ચાલનારી.

નીર્દોષ જનોના પ્રાણુને હણુનારી, સતીના શીયળને ભંગ કરનારી પાપીણીનો પ્રાણુ લીધા સીવાય રહીશ નહિ." કુલીનસીંહે ખાત્રી સાથે જવાબ આપ્યો.

"પરસનના પ્રાણુ લેવાનો સબબ," બહાદુરશીંહે પાછો પ્રશ્ન કર્યો.

"નીર્દોષના પ્રાણુ લેવાની મતલબ" તેને મળતો પ્રશ્ન કર્યો.

"કુલીનસીંહ તે જાણુવાની તમારે જરૂર નથી." બહાદુરસીંહે જવાબ આપ્યો.

"ત્યારે તમારે આ પાપીણીના પ્રાણુ અટકાવવાની જરૂર નથી. મારે તેની જરૂર નથી તો તમારે પરસનની જરૂર નથી." કુલીનસીંહે તેને મળતોજ જવાબ આપ્યો.

"કુલીનસીંહ વિચાર કર, પરસન મારા હૈયાનો હાર છે. માણેક તેની દુસ્મન છે. તેથી મારી પણુ દુસ્મન છે. માટે દોસ્તીનો હક રાખવાની તારી ઇચ્છા હોય તો પરસનના પ્રાણુ લઇશ નહિ. સાંભળ કુલીનસીંહ સાંભળ

પરસન મારી પ્રાણુ પ્યારી, હૈયા કેરો હાર છે?
મનહર મેનકા રૂપ જેવી, પરસન રૂપાળી નાર છે.
નહિ મળે દુનીઆમા જોડું, ખુબસુરત આવી નારનું.
પ્રાણુ લઇશ પરસનના તો દુસ્મન મારો ધાર તું.

કુલીનસીંહ પરસનના પ્રાણુ લઇશ તો તારો દુસ્મન બની પરસનનો બદલો લઇશ.

"તેની મને બીલકુલ પરવા નથી, સતીના રક્ષણુ માટે, નિર્દોષના પ્રાણુ અટકાવવાને માટે મારા પ્રાણુની પરવા નથી. બહાદુરસીંહ! આ તારી પ્યારી નથી. પણુ ઝેરી નાગણી છે. તને ઝેર આપી તારા પ્રાણુની લેનાર ચુડેલ છે. સાંભળ.

"પ્યારી નથી પાપણી તુજ પ્રાણની લેનાર છે?
—સમય અનુકુળ આવવાથી તારા દેહને હણનાર છે?
નારી નથી પણ નાગણી તને ઝેરની દેનાર છે?
સંગત તેની જે કરે તે નર્ક કુંડમાં પડનાર છે. ખત્રી

બહાદુરસીંહ! વિચાર કરો. અધર્મી માણસની સંગત કરવાથી નર્કના અધીકારી થવાય છે. માટે મને તેનો પ્રાણ લેવા દે. મને અટકાવીશ નહિ." કહી કુલીનસીંહે તેની છાતી ઉપર ઢીંચણ દબાવ્યો કે શ્વાસ રૂંધાઈ ગયો. હીચકી આવી ચક્ષુના ડોળા બહાર નીકળી ગયા. પરસનની હાલત જોઈ બહાદુરસીંહથી રહેવાયું નહિ અને એકદમ ક્રોધાવેશમાં આવી કુલીનસીંહને ગભડાવી દીધો આથી કુલીનસીંહ વધારે ગુસ્સે થયો. અને બંને જણ ધ્વંદ્વ યુદ્ધ કરવા તૈયાર થઈ ગયા. કુલીનસીંહ ફાવ્યો બહાદુરસીંહને જમીન પર પાડી દીધો. ભયંકર પડઘો થતાંની સાથે બીજા માણસોએ આવી કુલીનસીંહને પકડી બંદીવાન બનાવ્યો. બહાદુરસિંહને ઉઠાડયો પરસન ત્યાંની ત્યાં બે ભાન પડેલી જોઇ બહારટીઆના માણસો ઉપાડી ગયા. કુલીનસીંહને તેજ કોટડીમાં પુરી તાળું મારી બહાદુરસીંહ ચાલતો થયો ચાલતાં ચાલતાં. "કુલીનસીંહ બદલાયો!" એટલા ઉદગારો કાઢી પરસનની પાસે ચાલતો થયો.



# પ્રકરણ ૧૨ મું.

## શુદ્ધ સામંતસીંહ.






તીલાલ તથા ઇન્સ્પેકટર સાહેબને હાથે પકડાયલા બહારવટીઆના માણુસની જુબાની લેવાનો વિચાર ઇન્સ્પેકટર સાહેબને થવાથી તેને તુરંગમાંથી બહાર કાઢી ઇન્સ્પેકટર સાહેબ પાસે રજુ કર્યો. મુછની આંકડી ચઢાવેલી સ્થીતિમાં બદમાશ ઇન્સ્પેકટરને જોતાંજ પુંઠ ફેરવીને ઊભો રહયો. આથી ઇન્સ્પેકટર સાહેબનો મીજાજ હાથમાંથી ગયો. ઓધ્ધાનું અભીમાન થઇ આવવાથી બોલવા લાગ્યા.

"બદમાસ, લુચ્ચા, સીંહની પાસે ઊભું રહેનાર શીઆળવું. તેમાં વળી આટલું બધુ ગુમાન ?

"હા એક નહિ પણ હજાર વખત આ મર્દનું અભીમાન બહારવટીઆના માણુસે જવાબ આપ્યો.

"નપુંસક, બાયલા, તું નામર્દ છે. નિર્દોષને દુઃખ દેનાર ચંડાળ છે. મર્દ તે પરોપકાર અર્થે પ્રાણુની આહુતી આપે છે. તેજ ખરો મર્દ છે. નીર્દોષના પ્રાણુ લેનારને મર્દ કહેતા નથી. પણુ મર્દના દેખાવમાં નપુસક છે. તું પણ તેમની ઓલાદનો પુરૂષ છે. ઇન્સ્પેકટરે જવાબ આપતાં કહયું. "ચુપકરો ! ઓલાદ યાદ કરવાનું બંધ રાખો. મારી ઓલાદ એક બહાદુર છે. પરમાર્થના માટે પ્રાણુ આપનાર સીંહ છે. પણુ અફસોસ !" શોકજનક ઉદ્ગારો કાઢનાંની સાથે બહારવટીઆના માણુસો ભાલ કપાલે

ઉપર હાથ મારી નીચી નીચા કરી આંસુના બે ટીપાં પાડયાં. બદમાસને રડતો જોઇ ઇન્સ્પેકટર જરાક કડક થઇ બોલવા લાગ્યા.

" કેમ ચંડાળ બહાદુર માણુસોની આ દશા હોય કે ? કેમ દીલ દુખાવે છે. તારા માટે ફાંસીના લાકડાં તૈયાર છે." ઇન્સ્પેકટર સાહેબે બીક બતાવતાં કહ્યું.

"પ્રાણુ શું ચીજ છે. તે હું બરાબર સમજું છું. એક મુકામ પરથી બીજે મુકામ જનાર જીવ છે. તેને માટે આટલો બધો અફસોસ ? નહિ. દીલ દુખાવાનું કારણુ સોબતે અસર છે. સોબતથીજ એક બહાદુર ચાવડાનું નામ વગોવાયું છે. માફ કર પ્રભુ માફ કર, તારા દુઃખી બાળકને બચાવ, કરી બહારવટીઆના. માણુસે બે હસ્ત જોડી આકાશ તરફ દ્રષ્ટી કરી ઉભો રહ્યો.

" તારૂં નામ ? ઇન્સ્પેકટર સાહેબે પ્રશ્ન કર્યો.

"પાપીનું નામ સામતસીંહ છે" પોતાનું નામ જણાવતા કહ્યું.

' સામતસીંહ ! તારા ભેદ ભરેલા વાકયો મારાથી સમજી શકાતા નથી. માટે તારો ખરો હેવાલ હોય તે કહી દે. એટલે તારા ગુન્હાઓ માફ કરવામાં આવશે ' ઇન્સ્પેકટર સાહેબે દયા બતાવતા કહ્યું......

"આ પાપી, અધર્મીનો હેવાલ સાંભલવાને માટે આપ આતુર હશો. પણુ તે કહેતાં મારી છાતી ચીરાઈ જાય છે. હાય ! પ્રભુ." કહી સામંતસીંહને એકદમ મુર્છા આવવાથી જમીન ઉપર ઢળી પડયો ચક્ષુઓ મીંચાઈ ગઈ દુઃખમાં દબાએલા સામંતસીંહને મુર્છાની અસર લાંબો વખત ટકી નહિ, દશ કે પંદર મીનીટમાં સાવધ થયો પુનઃ

ઉભો થયો કે ઇન્સ્પેક્ટર સાહેબને તેની દયા આવવાથી હસ્તમાંથી બેડીઓ કાઢી લઈ બંધન મુક્ત કર્યો. કે પુનઃ બોલવા લાગ્યો.

"પાપીને માટે માન નહિ દયાળુ સાહેબ મારા માટે માન નહિ. પણ સ્મશાન જોઇએ, અનીતિથી ભરેલા મારા અંતઃકરણમાં કંઇ કંઈ જુદાજ વિચારો થયા તરે છે, આપે મને શું સમજીને જીવીતદાન આપ્યું છે. હું જીવવાને માટે રાજી નથી. પણ દુનીઆની અંદર જીવી મારે મોં બતાવવું લાજીમ નથી. આ સ્યામ મુખને બતાવવાં કરતાં મરવું હજાર દરજ્જે સારૂં છે. તે સિવાય મને કંઇ પણ સુજ પડતી નથી. હાય! ભાઇ તમે કયાં છો. તમારૂં આખી દુનીઆમાં નામ થયું છે. તમારાજ યશોગાન ગવાય છે. હાય! તેનો એક ભાઈ તે પાપીના નામે ઓળખાતા ક્ષત્રી પુત્રને જીવનનું લાજીમ નથી. પાપી પ્રાણ અપવિત્ર દેહમાંથી નીકળી ચાલ્યો જા, ઓ ચક્ષુઓ તું બંધ થઈ જા, ઓ સામંતસીંહના તમામ અવયવો તમો કપાઇને જમીન ઉપર તુટી પડો. લાવો. મારી કટાર કયાં છે. લાવો હજારો નીર્દોષ જનોના પ્રાણ લેનારી પાપી અપવિત્ર કટાર કયાં છે. જે કટારથી નિર્દોષ જનોના કાળજાં ચીરનાર કટાર તું મારા દુસ્મનમાંથી બચાવનાર મારી રક્ષક હતી. તે મારા હસ્તથીજ મારૂં ખુન પાઇ સંતુષ્ટ કરીશ. નિર્દોષના પ્રાણ લેવાને તૈયાર થતી તો આ પાપીના પ્રાણ લેવાને તૈયાર કેમ નહિ થાય? બરાબર થશે. મારી કટાર એવી નીમકહરામ છેજ નહિ કે મારા હુકમનું અપમાન કરે બસ જીવવા કરતાં મરવું તેજ મારી પસંદગી છે. કહી સામતશીંહ શાન્ત થઇને ઉભો રહ્યો કે ઇન્સ્પેકટર સાહેબ પુનઃ બોલવા લાગ્યા.

"સામંતસીંહ ગભરાઇશ નહિ. તારો પ્રાણ તારી દેહ છે. કારણ અગ્નીમાં નાંખેલા કંચનને તપાવવાથી શુદ્ધ સોનું થાય છે. તેમ તારા પસ્તાવા રૂપી અગ્નીમાં કરેલા અધર્મો સાફ થઇ શુધ્ધ ધર્મીષ્ટ થયો છે. તારા અંતઃકરણની માહીથી મહાન પ્રભુ તારા ગુન્હાઓ માફ કરશે. પણ હવે પછી આવાં અનીતિના કાર્ય કદાપી કાળે કરીશ નહિ. ઇન્સ્પેકટર સાહેબે શીખામણ આપતાં કહ્યું.

"પ્રભુ દીન દયાળું તમારો આધાર છે. તારા ન્યાયી દરબારમાં મારૂં હવે શું થશે મારે બસ તારોજ આધાર છે.

"દયાલુ' ઓ! પ્રભુ મારા. દયા દીન દાસ પરે લાવો?
કર્યા છે કર્મ એવાં જે. ધર્મ માર્ગે બત લાવો.
ધર્મના કદી જોયો. નકામો જન્મ મેં ખોયો?
પ્રભુ માગું હવે ક્ષમા. દયા દીન દાસ પરે લાવો?
નીતિમાંના કદી ગોહયો. અધર્મને સદા જોયો!
સદા પાપી થઈ શોયો. દયા દીન દાસ પરે લાવો?
હજારો પ્રાણ લીધા છે. હજારોને દુઃખ દીધા છે.
ગોળી વીસ પીધાં છે. દયા દીન દાસ પરે લાવો?
અનીતિને સદા વળગી થઇ તુજ દાસની પડતી?
ક્ષમા હવે લાવો. દયા દીન દાસ પરે લાવો?

હાય પ્રભુ સહાય થાઓ. આ સંસાર હવે ઝેર સમાન થઇ ગયો છે. માટે મારા ઉપર ક્ષમા લાવી તારા બાળકો તારી પાસે બોલાવો. "આ પ્રમાણે પ્રભુની પાર્થના કરી રહ્યો. એટલામાં એક ભયંકર અવાજ થતાંની સાથે સામતસીંહ ચમકયો. "હાય! પાપી એ પાછો પાપમાં નાંખવાને આવ્યા?" કહેતાંની સાથે શાંન્ત થઇ ઉભો રહયો.

"સામતસીંહ ! શાબાશ છે. તારી ભકતીને તારી એક મીનીટ ખરા અંતઃકરણની ભકતી આગળ હજારો વર્ષ ભકતી કરનાર મનુષ્ય ને પણ તરા જેવી ધર્મ અને નીતિની લાગણી થઇ નથી. તું કોણ છે. તે હું જાણું છું પણ તે હાલ કહેવાની જરૂર નથી. મારે માત્ર પરમાત્માના હુકમ મુજબ કામ કરવાનું છે. તારા ઉપર, તારી ખરા અંતઃકરણની ભકતીથી મહાન પ્રભુ પરસન્ન થયા છે. અને તારાં કુકર્મોને દયાળુ પ્રભુએ તારા ઉપર રહેમ નજર રાખી માફી આપી છે. પણ પાછો અનીતિના રસ્તે ચઢીશ તો આથી વધારે દુઃખી થઇ કમોતે તારૂં મૃત્યું થશે. માટે તારા દેહની અંદર પ્રાણ છે. ત્યાં સુધી સતી સન્નારીની સહાય ગૌરક્ષા, ધર્મ, અને નીતિને છોડીશ નહિ, હવે હું જાઉં છું" પ્રભુ તારૂં કલ્યાણ કરે" સામંતસીંહના મુખમાંથી ઉદગારો નીકળી પડયા કે "તથાસ્તુ" પ્રત્યુતર મલતાંજ સુન સુનાકાર થઇ ગયો. સર્વ જણે સાંમતસીંહને પોતાના દીલની અંદર શાબાશી આપવા લાગ્યા એટલામાં ઇન્સ્પેકટર સાહેબે મૌન્યનો ભંગ કરતા કહ્યું.

"સામતસીંહ તમારે જ્યાં જવું હોય ત્યાં જાઓ, અને હવે પછી આવું કામ કરશો નહિ. હુકમ સાંભળતાં સામતસીંહ બોલ્યા સિવાય ચાલતો થયો.

વ્હાલા વાંચક એક હજાર વર્ષ દુનીઆને દેખાડવાને સારૂં પ્રભુનું નાંમ લેવાથી મહાન પરમાત્મા પ્રસન્ન થતાં નથી પણ શુધ્ધ અને ખરા અંતઃકરણની એક મીનીટની ભકતીથી મહાન દયાલુ પ્રભુ આપના ગુન્હાઓ માફ કરે છે. માટે શુદ્ધ અંતઃકરણ રાખી ભકતી કરવાથી આપણી મોક્ષ ગતી છે.

# પ્રકરણ ૧૩ મું.



## શ્યામદાસ છેતરાયો ?




લા સુગ્ન વાંચક બંધુ આપણે હવે ત્રીભોવનદાસની ખબર લઇએ જુઓ ત્રીભોવનદાસ શું કરે છે. "એક બે, ત્રણ. સો હજાર, દશહજાર બસ એટલા રૂપી. આની મારે જરૂર છે." પથારીમાં પડયો પડયો અનુક્રમ પ્રમાણે રૂપીઆના ઉદ્‌ગારો કાઢી રહયો છે. માણેક અને સુંદર કયાં છે. તેની પણ ખબર નથી. મકાનની અંદર શું થાય છે. તેનો પણ ત્રીભોવનદાસને ખ્યાલ નથી. લોભી ત્રીભોવનદાસ પૈસાનીજ માળા જપે જાય છે. એટલામાં તેને કંઇ ભાન આવ્યું માટે બાજુએ દ્રષ્ટી કરતાંની સાથે 'સુંદર કયાં ? તેની માતુશ્રી કયાં છે ? હાય ! તે સઘળા મને મુકીને રવાના થઇ ગયા. મારાથી બેવફા થયા. નીમકહરામ થયા. સ્નેહીઓ જ્યારે બેવફા થઇ મને બીમાર મુકીને ચાલ્યા ગયા. તો પછી દોસ્ત બીરાદર શેનો ભરૂસો રાખવો એક ઉર્દુ કવિએ કહ્યું છે કે.

બેવફા દુનીયા મેં ખાસ કીસકા ભરૂંસા કીજીએ.
દોસ્ત દુસ્મન બનકર દગા દેતો કોય એ.
સીપ અપના સીના ચીરકર નીકાલે મોતી.
પણ ઉસીકી ઉસકી પરવા નહિ હોતી.

સ્ત્રી, બાળક સગાં સબંધી સર્વ મારાં વેરી થઇને રહ્યાં છે, હું હવે કોને આશરે જઇશ. મારૂં બેલી કોઇ નથી. મને હવે કોણ બચાવશે મારી શી ગતી થશે. આવી દુઃખમાં જીંદગાની કાઢતા

મરવું હજાર દરજજે સારૂં છે, 'એક વખત સૌને પ્રાણી માત્રને મર્યા સિવાય છુટકો નથી. રાજા હોકે રંક, દાસી હોકે રાણી, અમીર હોકે ફકીર, સંન્યાસી કે જોગી, રોગી હોકે ભોગી દરેકનો નાશ થવાનો છે, મોટા મોટા પહાડો પર્વતો. રાજા મહારાજાઓ પણ કાળના મુખમાં જવાના છે, તો પછી મારો શો હિસાબ છે. નામ એટલાનો નાશ માટે મૃત્યુ તેજ સૌથી શ્રેષ્ઠ છે, બાકી ખાલી ફાંફાં છે. આળ પંપાળ છે. માટે મરીને દુઃખમાંથી મુક્ત થવું તેજ વિચાર સરસ છે. માટે ચાલ ત્રીભોવનદાસ તારે જે જોવાનું હોય તે જોઈ લે. પછી જોવા આવવાનું નથી, આ તારી છેલ્લી ઘડી છે." કહી ત્રીભોવનદાસ પોતાના મનને કબજે રાખી આખા મકાનની અંદર ફરી વળ્યો, ખીટીએ વળગાડેલું દોરડું લઈ પોતાનો પલંગ છે. ત્યાં આગળ આવ્યો. કડાની અંદર દોરડું ભરાવતાંની સાથે પાસો વાળી નજીક પડેલા બાજોઠ ને ચરણથી ખેંચી લઇ તેના ઉપર પુનઃ ઊભો રહયો. ફાંસી ગળામાં નાંખી ગળાની અંદર દોરડું નાંખી ફાંસો બેસે છે કે નહિ તે જોવા માટે એક છેડો ખેંચ્યો શ્વાસ રૂંધાવા લાગ્યે. ચક્ષુઓ મીંચાઇ ગઈ, પ્રાણ નીકળવાની તૈયારી માં હતો. એટલામાં સ્વહસ્તથી ફાંસો કાઢી નાંખી બાજઠ ઉપરથી નીચે ઊતર્યો. ફાંસી, ફાંસીના ઠેકાણે રહી. તેનું મન રૂપી રેંટ ભરાવા ઠલવાવા લાગ્યું. ચક્કરની માફક ફર્યું. તેના મગજે પાછા કંઇ વિચારને સ્થાન આપતાંની સાથે બોલી ઊઠયે...

"શું! હું મરવાને લાયક છું મને સંસાર અસાર થઈ ગયો છે. શું મારી આશાઓ નષ્ટ થઇ ગઇ છે. હું વૃદ્ધ છું? ના હું એક સંસારની શેતરંજ જીતનાર ખેલાડી છું જુવાન છું "સંસારનો ભોગી છું મારી આશાઓ અમર છે. હજુ મણીના ગુજરાનના હક

હજાર રૂપીઆ લેવાના છે. એક મોટી સુંદર હવેલી બંધાવી તેની અંદર મારે સુખ ભોગવવાનું છે. ખાઇ પી ફિતરેલો વૃદ્ધ માણસ હશે. તે પણ મરવાને રાજી નહિ હોય તો પછી હું કેમ રાજી થાઉં, કદાપી કાળે મારૂં મૃત્યું થવાનું નથી. યમદુતો મારા ખાસ દોસ્ત છે, તે કદાપી કાળે મારૂં મૃત્યું કરશે નહિ. મારા પ્રાણ લેવાને શકિતવાન થશે નહિ. શું ! હું મરવાને લાયક છું ? હા ! એક વખત તારે પણ કાળના મુખમાં આવ્યા સિવાય છુટકો નથી. સાંભળ ! ત્રીભોવનદાસ સાંભળ

શાહ સીકંદર બહાદૂર હતો. રાવણ સરખા રાજાઆ,
પાંડવ સરીખા સતવાદીઓ પણ મૃત્યુ થકી તે લાજીઆ
જઇ હિમાલય ગાત્ર ગાળ્યાં તેમના ગવાયાં છાજીઆં
બહાદૂર હતા સતવાદીઓ પણ કાળના મુખમાં આવીઆ.

* * * * *

પાપી ત્રીભોવનદાસ તેવા પુરૂષોને પણ મૃત્યુએ મુકયા નથી તો તારો શો હિસાબ છે. સીકંદર અને પાંડવો બહાદૂર હતા. મૃત્યુ શું ચીજ છે, તે તેઓ સમજતા નહિ. તો પણ મૃત્યુએ પોતાની પીછાન આપેલી છે. કોઇ આજ તો કોઈ કાલ એમ એક પછી એક દુનીઆમાંથી ખાલી થવાના છે. કોઈ આપઘાતથી તો કોઈ તાવે તરફડી ને કે રખડી રઝળી છેવટે મૃત્યુને સરણે થયા સિવાય છુટકો થવાનો નથી. યમદુતો કોઇના દોસ્ત થયા નથી કે થવાના નથી. પણ પાપીઓના પ્રાણ લેવાને જલ્દીથી તૈયાર થનાર પાપી શાભળ.

"કોઇ આજ, કોઇ કાલ એમ જગતમાંથી જવાનું છે. ?
કાળના મુકે કોઇને પ્રભુના હુકમ થકી તે થવાનું છે.

કોઈ આપઘાત કરી. તાવે તરફડી આખરતો મરવાનું છે.
ધન ભંડાર સગા સ્નેહી મુકી પુન્ય પાપ લઇ જવાનું છે.
ગરીબ જનોને દુઃખ દઇ ભંડાર ભર્યાથી શું સરવાનું છે. ?
તેમાં નથી કંઇ માત્ર દુષ્ટ! પ્રભુનું નામ લઇ તરવાનું છે. ખત્રી

ઇશ્વર ઇચ્છા આગળ તારી તમામ ઇચ્છા કામમાં આવવાની નથી. તારી ઇચ્છા હવેલીની અંદર રહેવાની છે. પણ પ્રભુની ઇચ્છા તેથી ઉલટી છે. અને પ્રભુની ઇચ્છા મુજબ બાંધેલા મકાનમાં નહિ પણ સમશાનમાંજ તારે જવાનું છે. પાપી ચંડાળ તારા દશ લાખ કે કુબેરનો ભંડાર હશે તો પણ તમામ અહિંઆં રહી જશે. સાથે તેમાંનું કંઇ પણ આવવાનું નથી. માત્ર પાપ પુન્ય તેજ તારી સાથે આવશે. ઊર્દુમાં કહ્યું છે કે—

"કયા લાયાથી યા સીકંદર દુનીઆસે તે ગયા કયા.
યે દોનો હાથ ખાલી બહાદીર કફનસેં નીકળે"

સીકંદર શું લાવ્યો હતો અને શું લઇ ગયો. રથ, ઘોડા, ભંડાર તેમના તેમ મુકી ખાલી હાથે સ્મશાન તરફ ચાલ્યો ગયો. માત્ર કોટીઆ સિવાય તેની પાસે હતું નહિ. પણ તું પાપી અત્યાચારી ચંડાળછે. એટલે કંઇ પણ રહેવાનું નથી. પાપીઓને કદાપી કાળે કોટીયું મળશે નહિ. પણ આખર રખડી. રઝળી અન્ન પાણી સિવાય જંગલ અંદર મરવાનો ઉપર પ્રમાણે ફુળદગારો શ્યામદાસ તેની સમક્ષ આવી કાઢવા લાગ્યો. શ્યામદાસના લાંબા ભાષણથી ત્રીભોવનદાસને તેની બીલકુલ અસર થઇ નહિ. અને શ્યામદાસ બોલી રહયો કે તરત ત્રીભોવનદાસ પુનઃ બોલી ઊઠયો...

"શ્યામદાસ મારી આગળ નકામો લવારો કરીશ નહિ. ધર્મના ઢીંગણા હું તને બરાબર જાણું છું. અપસરાની છોકરીઓને સરણે રાખનાર પાપી! તું શું મારા હસ્તમાં નહિ આવે મારો વખત આવે આ ત્રીભોવનદાસ ત્રણ ભુવન બતાવી દેવા તૈયાર છે." કહી ત્રીભોવનદાસ શાંન્ત થઇને ઊભો રહયો.

"દુષ્ટ! દુરાચારી ત્રીભોવનદાસ હું તને આજથી જાણતો નથી કે તું પાપી છે? પણ જયારથી તારી જનનીના પેટ પુત્ર રૂપે પત્થર પડયો છે. ત્યારથી જાણું છું. ત્રણ ભુવન પાપી કોઇ કાળે બતાવી શકતો નથી. અને જોઇ શકતો નથી. પણ પરમાત્માના હુકમ જયારથી ધર્મના રસ્તે ચાલ્યો છું. ત્યારથી સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ ત્રણે ભુવનનું જ્ઞાન થઇ ગયું છે. પણ પાપી તને નર્ક, અનીતિ અધર્મનો તું મહેમાન છે. અને તેથીજ તને નર્કમાં પડવાનું જ્ઞાન છે. "ત્રીભોવનદાસે તેને બળતો જવાબ આપ્યો...

"શ્યામદાસ તારૂં શ્યામ મુખ મને બતાવીશ નહિ. પણ મારૂં શ્રેય ચ્હાતો હોય તો મણીને મારે હવાલે કર. અને સ્નેહમાં વૃદ્ધી કર" ત્રીભોવનદાસે મતલબની વાત કરતાં કહ્યું.

"તારૂં શ્રેય થાય અથવા બુરૂં થાય તેનો મને બીલકુલ ઊચાટ નથી. પણ મણીનું ભલું થાય તે પ્રમાણે કરવાથીજ મારૂં ભલું થવાનું છે. ગાયને કસાઇના હસ્તમાં આપવાથી શું ભલું થવાનું છે. પણ નર્કમાં પડવાનું છે. માટે મણી સબંધી વાત કરીશ નહિ. પાપી તારા પાપી સ્વભાવથી સતી માણેકનો તથા ધર્મીષ્ટ પુત્ર સુંદરનો પણ તું નાશ કરવા બેઠો છે. માટે વિચાર તારૂં તેમજ સતી માણેકનું ભલું ઇચ્છતો હોય તો તારા પાપી વિચારોને પ્રભુના નામની બાળી

પવિત્ર થા જેથી તને મોક્ષગતી મળે." સ્યામદાસે ધર્મ મુજબ શીખામણ આપતાં કહ્યું.

"માણેક, સુંદર, તું. અને પેલો પીસાચ બધા જહાનમમાં પડો. પણ હું કદાપી કાળે પ્રભુનું નામ લેવાનો નથી. તે તું નક્કી સમજી લેજે." ત્રીભોવનદાસે જવાબ આપતાં કહ્યું.

"દુષ્ટ! ત્રીભોવનદાસ તારેજ જહાનમા મુકામ થવાનો છે. પવિત્ર પીસાચ મણી, માણેક, સુંદર વિગેરે પરોપકારી મનુષ્યો સ્વર્ગમાંજ મુકામ કરવાના છે. ત્રીભોવનદાસને તેનો મળતો જવાબ આપતાં કહ્યું.

"સ્યામદાસ! હું કદાચ પ્રભુનું નામ લઉં તો?" ત્રીભોવનદાસનો વિચાર કરવાથી કહ્યું.

"ત્રીભોવનદાસ એવાં ધનભાગ્ય કયાંથી કે પાપીના મુખમાંથી પ્રભુનું નામ નીકળે. અને તારા મુખમાંથી પ્રભુના નામનો મંત્ર જપાય તો તને તારી મણી મળી આવે." સ્યામદાસે શુદ્ધ અંતઃકરણથી કહ્યું.

"પછી મને દશ હજાર મળશે? ના, પ્રત્યુતર મળ્યો.

"કારણ, ત્રીભોવનદાસે ફરીથી પ્રશ્ન કર્યો.

"ત્રીભોવનદાસ તારૂં મગજ ઠેકાણે હોવાથી હું કહું તે સાંભળ. જો માતા પીતા જયારે પોતાના બાળકોનું ખુન પીસે. જન્મ આપનાર માતા પીતા જ્યારે ગરીબોની ગરદન ઉપર છરી ફેરવશે તો પછી આ સંસારની વૃદ્ધી શી રીતે થશે. શાસ્ત્રની અંદર પણ કહેલું છે કે પારકા માંસે કરી પોતાનું માંસ જે વધારે છે તેના જેવો પાપી બીજો કોઈ નહિ. "કન્યા વિક્રય કરવાથી તેના પૈસા ખાવાથી

પણુ પાપકુંડમાં પડાય છે. માટે એવા દશ હજાર લેવા કરતાં નીતિ અને ધર્મને રસ્તે વેપાર રોજગારથી પૈસા પેદા કર કે જેથી આપણા દેહનું કલ્યાણુ થશે. વિચાર તારા વિચારોથી તારા શરીરનો. બાળકનો સતિસ્ત્રીનો, પુત્રીનો નાશ થવા બેઠો છે. વિચારો કરવાથી આ પ્રમાણે થાય છે તો વિચારોને અમલમાં મુકવાથી શું નહિ થાય, ત્રીભોવનદાસ મહા અનર્થ થયા સિવાય રહેશે નહિ." શ્યામદાસે શાંન્તીથી કહ્યું.

"શ્યામદાસ મારાં કરેલાં પાપ કર્મોનું હવે શું થશે? ત્રીભોવનદાસે પ્રશ્ન કર્યો.

"ત્રીભોવનદાસ તે હું કહી શકતો નથી. પણુ શાસ્ત્ર મુજબ, ધર્મના નિયમ મુજબ હું એટલું તો કહી શકું છું કે આપણા કરેલાં અઘોર કૃત્યની માફી એક વખત શુદ્ધ અંતઃકરણથી પરમાત્મા પાસે માગે તો તેમાં ગમે તેવાં કરેલાં કૃત્યોની માફી દયાળુ પરમાત્મા આપે છે. તે હું સાબીતીથી કહુ છું. પછી ઇશ્વર ઇચ્છા બળવાન છે" શ્યામદાસે ધર્મ મુજબ વાત કહી.

"ત્યારે હુ માફી માગું તો પછી?" "પછી તારા તમામ ગુન્હાઓ માફ થશે" શ્યામદાસ તરફથી પત્યુત્તર મળતાંજ ત્રીભોવનદાસ બે હસ્ત જોડી આકાશ તરફ દ્રષ્ટી કરી કંઇ બડબડવા લાગ્યો. તે શું બોલે છે. તે જાણી શકાતું નહિ હતું. માત્ર હોઠનો ફફડાટ જણાતો હતો. થોડી વાર તેમ કર્યા પછી એક ઊંડો નિઃશ્વાસ નાંખી હસ્ત મુકી દીધા. શુદ્ધ અંતઃકરણવાળા શ્યામદાસના અંતઃકરણમાં સાચું મનાયું. હવે પોતાના કર્મની માફી માગી, હવે ત્રીભોવનદાસ બહુ પસ્તાય છે. તેવાજ વિચારો તેના અંતઃકરણની

અંદર થવા લાગ્યા. શ્યામદાસ તરત બીજા હોલમાં ગયો, ખુણાની અંદર સંતાડેલી મણીને લઇ ત્રીભોવનદાસ પાસે આવ્યો મણીને જોતાંજ "હાય મારી મણી" એટલાજ ઉદ્‌ગારો કાઢી શ્યામદાસ તરફ પોતાની દ્રષ્ટી ફેરવી અને પુનઃ બોલી ઉઠયો...

"શ્યામદાસ તેં મારા ઉપર બહુ ઉપકાર કર્યાં છે, પણ મેં ઉપકારનો બદલો ઉપકારથી નહિ પણ અપકારથી આપ્યો છે, તેની મને માફી આપીશ. હું તારો ગુન્હેગાર છું." કહી ત્રીભોવનદાસે બે હસ્ત જોડયા.

"ત્રીભોવન પ્રભુ મહા સમર્થ છે. સૌને માફી આપનાર પણ તે પોતે છે. ભાઇ હું તને માફી આપું છું, પણ હવે પછી વિચાર કરજે. હું રજા લઇશ" કહી શ્યામદાસ પ્રત્યુંતરની રાહ જોયા સિવાય રવાના થવા જાય છે કે મણીએ તરત શ્યામદાસનો છેડો પકડી પુષ્કળ રડવા લાગી, "હાય! હવે મારૂં કોણ થશે" રડતાં રડતાં એટલાજ ઉદ્‌ગારો નીકળી પડયા. કે શ્યમદાસની ચક્ષુઓમાં ઝળઝળીઆં આવી ગયાં અને પુનઃ બોલી ઉઠયો.

"બેટા! રડીશ નહિ. નીરાધારનો આધાર મહાન પ્રભુ તૈયાર છે. અને તેજ તારો મદદગાર છે. હું પણ કોઇ કોઇ વખતે તારી ખબર લીધા કરીશ મણી જ્યાં સુધી મારા દેહમાં પ્રાણ છે. ત્યાં સુધી તને દુઃખી થવા દઇશ નહિ. શ્યામદાસે ધીરજ આપવાથી મણી કંઇ શાંન્ત થઇ શ્યામદાસને મુંગી દઇ બંને હસ્ત જોડી મણી શ્યામદાસ સામે ટગર ટગર જોવા લાગી. મૌન્ય ધારણ કરેલી મણી શ્યામદાસને રજા આપતી હોય એમ જણાવા લાગ્યું. મણી બોલતી નહિ. પણ મુખાર્વીદ કહી આપતું. આ પ્રમાણે બંને હસ્ત જોડી

ઊભેલી જોઇ એક વખત પ્રેમ ભરી દષ્ટી કરી શ્યામદાસ રવાના થઇ ગયો. ત્રીભોવનદાસ સેર થઇ ગયો. અને પુનઃ "શ્યામદાસ તું છેતરાયો" એટલાજ ઉદગારો નીકળી પડયા. મણીના અંતઃકરણની અંદર ધાસકો પડયો. ચરરર કરતું અંતઃકરણ ચીરાવા લાગ્યું નીરાધાર મણી પુનં નીરાધાર થઈ ગઈ. ગુલાબી મુખની સ્તેજ થઇ ગયું. મણીના મગજની અંદર કંઇના કંઈ વિચારો થવા લાગ્યા. મણી વિચાર રૂપી નાવની અંદર બેસી મગજ રૂપી સમુદ્રમાં ઝોલાં ખાતી હતી એટલામાં મણી આગળ લાંબો હસ્ત કરીને કહ્યું. આથી રંક મણી ગરીબડી ગાયની માફક તેના પીતાની પાછળ પાછળ રવાના થઈ ગઈ

વ્હાલા વાંચક બંધું પાપીઓનું અંતઃકરણ કેવું કપટ વાળું હોય છે. તે તમોએ જોયું માટે તેવા અંતઃકરણથી પરમાત્મા એવી મારી આપતા નથી. પણ નર્કનો અધીકારી બનાવે છે.



## પ્રકરણ ૧૪ મું.

## કુમતિ ! તારા સુખની મારે જરૂર નથી.





મધ્યાહ્ન કાળનો સમય હોવાથી ભાનું સુર્ય નારાયણ અતીશે ક્રોધથી તપી જમીનને લાલચોળ બનાવી દીધી છે. મનુષ્યોના અંતઃકરણ આકુળ વ્યાકુળ થઇ રહયાં છે. પશુ, પક્ષીઓ પોતાના સ્થાનમાં ગરમીથી કંટાળી દબાએલાં જણાય છે. જમીનની અંદરથી ઉષ્ણ જવાળા નીકળી રહી છે. ગુલાબી ગાલોને બાળી સ્યામ બનાવી રહી છે. આવા સખત તડકાની અંદર કોઇનું ગજું નથી કે બહાર નીકળી શકે પહાડોમાંથી પત્થરાના તપવાથી નીકળતી ઉષ્ણ જવાળાથી ચીતરોડાના પક્ષીઓના કાળજાં ગરમ લાય જેવાં થઇ રહયાં છે. મકાનમાં બેઠેલા કંટાળી ગયાં છે. તો વ્હાલા વાંચક બંધુ પેલા જંગલની અંદર પગેથી આ મધાન કાળમાં ચાલ્યો જતો પુરૂષ કોણ છે. તે આપણે જોઇએ.

તેના શરીર ઉપર ભગવાં રંગની કફની ધારણ કરેલી છે. શીર ઉપરના કેશલાપ છુટા મુકવાથી મહા યોગીના જેવો જણાય છે. પરસેવાના બીંદુઓ લુછતો જોગી બે ધડકથી સુર્યને હરાવતો પોતાની જય ગર્જના કરતો ચાલ્યો જાય છે. સુર્ય નારાયણ પણ તેનાથી કંટાળી, પરાજીત થઇ નાચતા કુદતા પશ્ચિમ દીશા તરફ પલાયન થતા જણાય છે. સુર્ય પોતાની હિંમત હારી જઇ જોગીને

સુખ આપવાને માટે ઝાડ, પર્વત ઉપર જરા થોભી સાયંક તડકો કરતા ચાલ્યા જતા જણાય છે. મુસાફર એક વૃક્ષ તળે આવી વિશ્રાંતીની જરૂર હેવાથી વધારે પરિશ્રમથી કંટાળેલો હોવાથી જરા આશ્રય લેવા માટે પોતાની પાસેનું મૃગચર્મ પાથરી બેસી ગયો. વૃક્ષની ઠંડી હવાથી ગરમ થએલું મથજ શાંન્ત થયું. કે તેજ મૃગચર્મને પોતાની પથારી કરી તેના ઉપર લાંબો થઇ સુઇ ગયો. લાંબો થતાંની સાથે નીદ્રાદેવીએ તેના ઉપર તરાપ મારી જોગીને પોતાનો શીકાર કરી લેવાથી ઘસ ઘસાટ ઊંઘવા લાગ્યો. સુખની નીદ્રા લેનાર જોગીને કંઇ સ્વપ્નુ આવવાથી પુનઃ સ્વપ્ના અવસ્થામાં નીચેના ઉદ્ગારો કાઢયા.

શું થાય છે આ જગતમાં કેવાં રંગ બદલાય છે.
સફેદ પથ જોઇને સર્વ માણસો લલચાય છે.
શુવર પથ સફેદ છે પણ સેવન કરવાથી શું થાયછે.
જે કરે છે ઉપયોગ તેના અંતઃકરણ બળી જાયછે. ખત્રી.

પાછો કંઇ શાંન્ત થઇ પડયો રહયો. પણ તરત તેજ સ્થીતિમાં પાછો પુનઃ બોલી ઉઠયો...

"અફસોસ ! જુલ્મી લોકો તમારા જુલ્મથી મહાન પ્રભુ કોપાયમાન થાય છે હજારો નિર્દોષ જનોના પ્રાણ લેવાથી મહાન પરમાત્માના, ગુન્હેગાર થાઓ છો શું તમે સદા કાળ જીવવાના ? નહિ. દુષ્ટો તમારે પણ છેવટે મરવાનું છે. પાપી પેટના માટે હજારોના પ્રાણ લેવા તે કયા ધર્મની સાબીતી છે. ધિક્કાર છે. પ્રભુને નહિ ઓળખનાર ! તમને ધિક્કાર છે. તેવા પાપી પેટ ભરવા કરતાં કટાર મારી મરવું હજાર દરજ્જે સારૂં છે. ધર્મ તેજ ખરૂં સુખ છે,

રામ ! રામ ! બસ એટલાજ ઉદ્દગારો નીકળ્યાં કે તરત એક નવયૌવન બાળા આવીને ઉભી રહી ઇંદ્રની અપ્છરા કે સ્વર્ગની મેનકા, કે પરી ! શું હશે તે કંઈ જાણી શકાતું નહિ હતું. તેની અણીવાળી ચક્ષુઓ સુતેલા જોગી તરફ આકર્ષણુ કરતી હતી. આવનાર સ્ત્રી જરા ખસી કટીની નાજુક તાઇ જોતાંજ સીંહશીર પાડી મૃત્યુ પામ્યા સિવાય રહે નહિ. તેવીબંક વાળી સ્ત્રીએ જોગીનો હસ્ત પકડ્યો હસ્ત પકડતાંની સાથે જોગી એકદમ ચમક્યો બાવરો બની ગયો. અને એકદમ "શું આ સ્વપ્નું કે સાચું" ઉદ્દગારો કાઢતાંની સાથે જોગીએ પોતાની અંગુલી દાંત વચ્ચે લઇ દબાવી જોઇ કે પાછો પુનઃ બોલી ઉઠ્યો." બાળા આપ કોણુ છો ? જોગીએ પ્રશ્ન કર્યો.

"હું જે છું તે તારી ધ્યાન બહાર નથી. હું સ્ત્રી છું તને જંગલમાં જતો જોઇ તારી સાથે આવી છું બોલ તારો શો વિચાર છે" આવનાર સ્ત્રીએ તેના પ્રશ્નનો જવાબ મર્મથી આપ્યો...

"બાળા તારી સાથે મારો કોઈ પણ પ્રકારનો પરિચય થયો નથી. છતાં તું અનીતિના માર્ગમાં દોરાય છે. તે સારૂં કરતી નથી." જોગીએ પોતાનું ખરૂં કારણુ બતાવતાં કહ્યું.

"મારી સાથે તમારે પરિચય નથી, પણ તમને હું સારી રીતે ઓળખું છું. સીપાઇઓમાંથી બંધન મુક્ત થનાર તમેજ સામંતસીંહ કે બીજા.

વ્હાલા સુજ્ઞ વાંચક બંધુ શું સામતસીંહ છે ? હા તેજ શુદ્ધ અંતઃકરણુવાળો સામતસીંહ છે. સ્ત્રીના મુખમાંથી પુરાવાની સાથે પોતાનું નામ સાંભળતાંજ સામતસીંહ નવાઈ પામ્યો. અને પુનઃ બોલી ઊઠ્યો...

"બાળા! તમે આ શું બોલો છો. શું તમારે પતિ નથી?

"તેની તમારે શી જરૂર છે. પતિ હોય અથવા ન હોય તેની મને પરવા નથી પણ તમારો શો વિચાર છે. મને સાથે લેવી છે કે નહિ? તેનો મને જવાબ આપો" આવનાર સ્ત્રીએ જવાબ માગતાં કહ્યું.

બાળા તમે સાહસ કરો છો. તમોને બીલકુલ ખ્યાલ નથી. તમારા આવવાથી તમારા પતિને કેટલું બધું દુઃખ થતું હશે. તેનો વિચાર કરો. શું! આર્ય કુળની બાળાઓ આ પ્રમાણે લગ્ન ગાંઠને તોડશે, તો પછી સત્ય દુનીઆની અંદરથી પલાયન થઈ પૃથ્વી રસાતાળ જશે. શું! સ્ત્રીઓનો ધર્મ છે? સામતસીંહે નવાઇ પામતાં કહ્યું.

"સામતસીંહ! તમારે મારી આગળ ધર્મની વાત કરવી નહિ. અને જ્યારે ધર્મ તપાસતા હો તો આવનાર આશા ભરી સ્ત્રીને નીરાશ કાઢવી ન જોઇએ. માટે મારી આશાઓ સફળ કરો આવનાર સ્ત્રીએ પોતાના મતલબની વાત કાઢતાં કહ્યું.

"શું! તારી પાપી આશાઓ સફળ કરવાને માટે ધર્મ શાસ્ત્ર કહે છે? નહિ. ચંડાળણી તે શાસ્ત્ર અને ધર્મ તારા મુખની અંદર રાખ, તેનો અનર્થ કરીશ નહિ. ધર્મપત્ની પોતાના લગ્નથી પરણેલી સ્ત્રીઓની આશા સફળ કરવાને માટે ધર્મશાસ્ત્ર કહે છે. પણ પરસ્ત્રીને માટે કહેતો નથી. શાસ્ત્ર માત્ર પરસ્ત્રીને માતા ભગિની સમાન ગણવાનું કહે છે, તે તારા પાપી વિચારો પ્રમાણે શાસ્ત્રમાં કહેલું નથી. હા! જેનો પતિ લગ્ન કરતાં પહેલાં નાસી ગયો હોય, કે જેનો પતો ન લાગતો હોય. જેનો પતિ નપુસક હોય. તેવા પુરૂષની સ્ત્રીએ ફરીથી લગ્ન કરવાનું કહેલું છે. પણ વ્યભિચાર

કરવાનું કહેલું નથી. માટે ચાલી જા, તારો પતિ તેવો હોય તો કોઈ બીજા સાથે પુનર્લગ્ન કરી લે પણ મારી સાથે તે પ્રમાણે કદાપી કાળે થવાનું નથી. હું! પરસ્ત્રીને ભગીની સમાન ગણનારો એક ટેકી પુરૂષ છું. તે તું નક્કી સમજી લેજે." સામંતસીંહેયે મર્મ મુજબ પોતાના દૃઢ વિચારો જણાવ્યા.

"અભીમાની પુરૂષ વિશ્વાસમિત્ર, ચંદ્ર, ઇંદ્ર જેવા મહાન સતવાદી પુરૂષો સ્ત્રીના મોહ પાસમાં પડી ગએલા છે. તો તારા જેવા પામરજીવની શી ગણત્રી છે. તારાં દરેક વાકયો તારાજ મુખમાં પેસવાના છે." આવનાર સ્ત્રીએ દાખલા આપતાં કહ્યું.

"વ્યભિચાર મહા પાપ છે. વિશ્વામિત્રએ પરસ્ત્રી તરફ નજર કવાથી એક હજાર વર્ષનું તપ નીષ્ફળ ગયું હતું. ચંદ્ર તેજોમય છતાં પર સ્ત્રીના ઉપર બદ દાનત કરવાથી શ્યામમુખ થઈ આકાશમાં ભટક્યા કરે છે. ઇન્દ્રે પરસ્ત્રીની તરફ કુદ્રષ્ટીથી જોવાથી રગતપીત શુધ્ધ છેવટે સતીના પતિને ચરણે પડવાનો સમય આવ્યો હતો. તો પછી એવા દેવ પુરૂષોની એવી દશા થઇ. તો મારો શો હિસાબ હું શી રીતે બચી શકું માટે બાળા મને નર્કકુંડમાં નાંખીશ નહિ. અને ચાલી જા. ભગવાન તારૂં ભલું કરશે." સામંતસીંહે તેના મળતો જવાબ આપ્યો.

"હું તને કામી નર નહી પણ નપુંસક છે. એમ સમજું છું. સ્ત્રી સ્વર્ગનું સુખ દેખાડનાર રંભા છે. પ્રેમની દેવી છે. દુઃખે દુખી થનાર સ્ત્રી છે. જ્યાં તેં મારૂં સુખ ભોગવ્યું નથી ત્યાં સુધી આ પ્રમાણે બકવા કરીશ." આવનાર સ્ત્રીએ મુખ બતાવતાં કહ્યું.

"ચુપકર! ડાકણી તે સુખ તારાથી મળનાર નથી. પર સ્ત્રી નર્કની ખાણ છે. અને તેમાં પડવાથી નર્કમાં જવાય છે. અને અને અઘોરકૃત્ય કર્યાનો બદલો મળે છે. જે ખાણમાંથી નીકળી મુત્રથી ભરાએલા દેહ શુધ્ધ કરી ખરા રૂપમાં આવ્યો છું. તે હવે મારા શુદ્ધ દેહને નાખી અપવિત્ર કરવા માગતો નથી. વ્યભિચારથી સ્વર્ગનું સુખ મળતું નથી. પણ નર્કમાં જવાનો માર્ગ મળી આવે છે. ખરૂં સુખ ધર્મ મુજબ લગ્ન થએલાં પતિ, પત્નીથી મળી શકે છે. તને કોણ પ્રેમની દેવી કહે છે. પ્રેમની દેવી નહિ પણ નર્કની દેવી ગણું છું. અને તારાથી મને સ્વર્ગનું સુખ મળી શકવાનું નથી "સામતસીંહ હું કોણ છું મારો ઉપદેશ શું છે. તને હું શું કરવા માંગુ છું તે તું જાણી શકતો નથી. પણ જો" કહી આવનાર સ્ત્રીએ સીસોટી વગાડતાંની સાથે પતીપત્નીઓના જોડાં સંસારનું સુખ ભોગવતા જોડા સાથે હિંડોળા ખાટ ઉંપર બેઠેલા ફળ, ફુળ, મેવા, સ્વાદીષ્ટ ભોજન વીગેરે સામંતસીંહની દ્રષ્ટીએ દેખાવા લાગ્યા તેમના સુખો જોઇ સામતસીંહનું મન ચળીત થઇ ગયું. અને એકદમ ઓ દેવી તું કોણ છે, તારા પ્રતાપ આ સુખો આપવાનું શું કારણ છે. તેમને જલ્દીથી કહી દે, એટલાજ ઉદગારો કાઢી સામતસીંહ શાન્ત થઇ ઉભો રહયો.

સામંતસીંહ! તું મને જેવી તેવી સ્ત્રી સમજીશ નહિ. હું કોણ છું. તે તારે માણસોની ઇચ્છા છે તો મારૂં નામ કુમતિ દેવી છે. મારા કહેવા મુંજબ ચાલવાથી તું જે સુખો જુએ છે. તે સુખો મળે છે. મારામાં મનુષ્યને મારા તાબામાં કરી લઇ તેમને તેવાં સુખો આપવા શકિતવાન છું. મારા કહ્યા મુજબ નહિ ચાલનારને ખરાબ

કરૂં છું બોલ તારે સુખની જરૂર છે કે દુઃખની? તેનો મને જવાબ આપ," કુમતિની દેવીએ કંઇ સંશય યુક્ત બની કહ્યું.

"મારે સુખની જરૂર છે" એટલાંજ ઉદગારો કાઢતાની સાથે ફાટેલા વસ્ત્રથી ઢંકાએલી સ્વરૂપવાન બાળા તેના આગળ આવી ઉભી રહી. અને પુનઃ બોલી ઉઠી,

"સામંતસીંહ! સબુર કર! મારો સદ ઉપદેશ સાંભળી તારે જે કરવું હોય તે કરજે પણ મારા થોડાક વાક્યો સાંભળ.

કુમતિ તેનો અર્થ કુ એટલે ખરાબ મતિ બુદ્ધિ આદમીની બુદ્ધિી ખરાબ રસ્તે દોરનાર તેજ આ કુમતિ છે. તને બતાવેલાં સુખો તે શું સદાકાળ ટકી શકવાના છે? ના, મોટા મોટા દેવદાનવો, પર્વતો પણ અચળ રહ્યા નથી અને રહેવાના નથી. તેનો પણ હ્રાસ થયા સિવાય રહેનો નથી. તેમ તે સુખ સદાકાળ ટકી શકશે નહિ. તારી દ્રષ્ટીએ તે સુખ જણાય છે. પણ તે સુખનો ઉપયોગ કરવાથી કેવા ફળ મળે છે. તે જો, તારી હૃદય ચક્ષુઓ ઉઘાડ જે પુરૂષો વ્યભિચાર કરી સુખ માને છે. તેની શી દશા થાય છે. રગતપીત, અંધત્વ અને તન ઉપર ચાંદા પડી જાય છે. કુમતિને રસ્તે ચાલનાર ના સુખો જો કહી આવેલી સ્ત્રીએ સીસોટી વગાડી કે સામંતસીંહની દ્રષ્ટીએ કેટલાક દુઃખથી કંટાળેલા આપઘાત કરતા દેખાયા, કોઇ અરે બાપરે એવા દુઃખો ઉદગાર કાઢતા જણાયા પરસ્ત્રીની સાથે સુખ ભોગવેલું તેઓના શીર એક બીજાની સાથે અથડાતા જણાયા આ પ્રમાણે નવાઇ પમાડે તેવો ભયંકર દેખાવ જોઇ સામંતસીંહે પોતાની ચક્ષુઓ બંધ કરી દીધી. તેના વિચારો બદલાયાથી એકદમ બોલી ઉઠયો.

"કુમતિ ! તારા સુખની મારે જરૂર નથી." જેરથી સુમ મારી ચક્ષુઓ ઉઘાડી જુએ છે તો છે તેથી એક વીકરાળ વાઘને પોતાના તરફ આવતો જોઈ. સદ્બોધ આપનાર દેવી પુનઃ બોલવા લાગી.

સામતસીંહ નીર્ભય રહે. તારામાં સુમતિ આવેલી જોઈ પરમાત્માનો આભાર માનુ છૂં મારા દાસોને હું સઘળી નીતિને રસ્તે દોરવાને માટે હજારો પ્રયત્ન કરૂં છૂં પણ છેવટે કુમતિના દાસ થઈ જવાથી દુઃખી થાય છે. મારૂં નામ સુમતિ છે. સુમતિના માર્ગમાં જવાથી દુઃખો પડે છે. પણ સુખ છે. સુમતિ બોલી રહી છે. એટલામાં "આ વાઘ મને ખાઈ જશે" એટલાજ ઉદગારો કાઢ્યા.

નીર્ભય રહે તે વીકરાળ વાઘ તને દુઃખ કરતો જણાય છે. પણ પાછળ શું થશે તે પછી તું જાણીશ કહેતાંની સાથેજ વાઘે સામંતસીંહ ઉપર તરાપ મારી પકડી જઈ એકદમ જંગલ બણી રવાના થઈ ગયો. બંને દેવીઓ અદ્રશ્ય થઈ ગઈ.



# પ્રકરણ ૧૫ મું.





## હાય ! મારૂં નાક ગયું.

સુજ્ઞ વાંચક બંધુ આપણે દરેક પાઠકોને યાદ કર્યા પણ માણેક સુંદર અને કુલીનસીંહને યાદ કરવાના છે. માટે આપણે વિલાસીના વિલાસ ભુવનની અંદર કોટડીમા પ્રવેશ કરીએ માટે ખબરદાર રહેજો. કુપટ જાળમાં પરસનના મોહ પાસમાં પડી ન જાઇએ જેટલું રૂપ દ્રષ્ટીએ દેખાય છે. તેથી અધીક દુઃખ તેનાથી થાય છે. માટે આપણે સંભાળીને રહેવું તેજ આપણી ફરજ છે.

જુઓ કુલીનસીંહ શું કહે છે. તે સાંભળો.

"સુંદર! ભાઇ સુંખ અને દુઃખ બંને પરમા માના રસ્તા છે. સુખ તે ખરૂં સુખ નથી. પણ દુખજ છે. સુખ કદાપી કાળે ટકી શકતું નથી છેવટે પલાયન થઇ જાય છે. તેની જગો લેવાને માટે દુઃખ તૈયાર થાય છે. દુઃખ પડવાથી માણસો મૃગજળ સમાન સુખની ખાતર અઘોર કૃત્યો કરે છે. મહા અનર્થ કરી મુકે છે. છતાં સુખ મળતું નથી. તેથી હર હમેશાં તેમનું અંતઃકરણ બળતું રહે છે. માટે એવા સ્વાર્થી સુખોની બીલકુલ ઇચ્છા કરવી નહિ.

દુઃખ પરમ કૃપાળુ પરમાત્માના સ્વ હસ્તથી અપાએલી બક્ષીસ છે. દુઃખથી ધર્મ કર્મ થાય છે. દુઃખી માણસની ઇંદ્રીઓ, મનોબળ કબજામાં રહી શકે છે. પણ સુખની મદોન મસ્ત થએલી મનો કામના વશ રહેતી નથી. તેથી તે નર્ક કુંડમાં નાંખે છે. દુઃખી માણસો સદા પ્રભુનું નામ લઇને મૃત્યુને શરણ થાય છે. એક કવિએ કહ્યું. છેકે

"સુખ જોઈ છકીન જવું, દુઃખમાં ન હિંમત હારવી.
સુખ દુઃખ સદા ટકતાં નથી. એ નીતિ ઉર ઉતારવી.

માટે સુંદર ધીરજ ધર આપણા નસીબમાં દુઃખ છે તો સુખ ક્યાંથી મળશે. અને સુખ હશે તો દુઃખ થવાનું નથી નસીબની અંદર વિધાતાના હસ્તથી લખાએલા લેખ પ્રમાણે થાય છે. કારમાં કીસ્મત તારો રંગ તારો ઢંગ જુદોજ છે કહી કુલીનસીંહ નીચે મુજબ ગાવા લાગ્યો.

"અરેરે! કારમી કિસ્મત ભમાવી ભીખ મંગાવે છે.
બતાવી સુખના પહાડો પછી દુઃખમાં ડુબાવે છે.
બનાવી દેશના રાજા જગાડીને તકરે તાજા
દુઃખોનું આપે છે ઝાઝા ભમાવી ભીખ મંગાવે છે.
હતો આજે ભીખારી જે બને ધનવાન તે પળમાં.
પછી ધનવાન તે પળમાં ભમીને ભીખ મંગાવે છે.
ઘણા પુત્રો તણી માતા કહીને સુખો દેખાડે છે.
પડાવી પુત્રો તું તેના પછી વંઝા બનાવે છે.
ઘણા રાજા તણી રાણી પતિને આપના જાણી.
પડાવી વિયોગ તું તેના પછી વિધવા બનાવે છે.
હશે ધર્મીષ્ઠ સુયોગી ભમાવીને કરે ભોગી.
બતાવી સુખ તેને તું પછી રોગી બનાવે છે.
પાપી પ્રાણ હરનારો અઘોર કૃત્યથી ન ડરનારો.
બનાવી ધર્મીષ્ઠ તેને તું પળ વારમાં સ્વર્ગ બતાવે છે.
કળા કિસ્મતની બહુ ન્યારી મતી ન પહોંચતી મારી.
બહુ-રંગ કિસ્મત બતાવે છે. અરેરે શું! શું. બનાવે છે.

સુંદર ટાંટ્યા નસીબની કાઇને ખબર પડતી નથી. પ્રભુ હવે મદદગાર થાય- કુલીનસીંહે નિશ્વાસ નાંખીને કહ્યું.

"ભાઇ કુલીનસીંહ જે કરે છે. તે નસીબ કરે છે. હરી પ્રભુ જે કરે છે. તે સારાને માટે કરે છે. તેથી મહાન પરમાત્માની ઇચ્છા મુંજબ વર્તવું તેજ આપણી ફરજ છે. પણ હાય! મીઠા પાણીના સમુદ્રની અંદર રહેલું માછલું. ખારા પાણીની અંદર રહી શકતું નથી સુંખમાં ઉછરેલું બાળક દુઃખમાં રહી શકતું નથી, તેવીજ રીતે મારા સુંદરની દશા છે. ભાઇ જુઓ ભુખથી સુંદર લથડીઆં ખાય તૃષાથી કંઠ સુકાઇ જાય છે. આંખે અંધારા આવતા જણાઇ છે. ગુલાબના પુષ્પ જેવા મારો સુંદર કરમાઈ સ્યામ થઇ ગયો છે. હાય! પ્રભુ હવે શી દશા થશે. માણેકે સુંદરની સ્થીતિનો ખ્યાલ કરતાં કહ્યું.

સુંદરની દશા પણ તેવીજ હતી. સુંદરને બે દિવસના ઉપવાસ હોવાથી મુખ નિસ્તેજ થઈ ગયું હતું. ગાલ ઉપરની લાલી પલાયન થઈ ગઇ હતી. અને તેના અંતઃકરણની અંદર ભરંસો હતો કે હવે ચંડાળણીના હસ્તમાંથી છુટવું તે કિસ્મત ઉપર આધાર છે. સુંદરને મદદ કરે તેવું આ વખતે કોઇ નહિ હોવાથી ધીરજ બીલકુલ છુટી ગઇ હતી. કંઈ ઉંડા વિચારમાં હોય એમ દેખાતું હતું એટલામાં પોતાનો હસ્ત છાતી ઉપર મારતાંની સાથે એકદમ બોલી ઉઠયો...

"નીડર મન નીર્ભય થા! આ દુઃખ નથી પણ સ્વર્ગના સુખો છે. નીતિના રસ્તે ચાલતાં કાપી ગમે તેટલું દુઃખ પડે. પણ હિંમત હારીશ નહિ. ચંડાળ મનડા! તારી સ્વાર્થી લાલચોની મને બીલકુલ દરકાર નથી. તારી સ્વાર્થી લાલચોથી તું મને ગમે તેટલું બનાવીશ

પણ આ સુંદરને ગમે તેટલા ફેરવીસ પણ કરનાર નથી. ભલે તું જઈશ તો તને જવા દઈશ. પણ મારા દેહને જવા નહિંજ દઉં. તારા જેવા સ્વાર્થ અંધને મારા દેહની અંદર રાખવા કરતાં હું તને પ્રથમથીજ વિદાયગીરી આપીશ તે ખુબ સમજી લેજે. પરસનના સુખમાં સ્વાર્થી લાલચોમાં પડી મારા દેહને અપવિત્ર કરીશ નહિ. દુઃખ મને તારા કરતાં પ્રીય છે, માટે શાંન્ત થા અને આગળ જતાં સ્વર્ગના ઉતમ સુખો તનેજ મળનારા છે. સ્વર્ગનો દેવતા તુંજ થવાનો છે. તો પછી ક્ષણુ ભંગુર સુખની ખાતર શા માટે યાવત ચંદ્ર દીવા કરો તું સુખ તજીને બેસે છે. માટે ધૈર્ય ધારણુ કર. જેટલો તું કંટાળે છે. તેટલોજ તને મહાન દયાળું પ્રભુ સુખ આપવાના છે. માટે શાંન્ત થા. સુંદર આ પ્રમાણે ઉદગારો કાઢી શાન્ત

શાંન્ત થયો કે બહાદુરસીંહ અને પરસન દ્વાર ખોલી અંદર દાખલ થયા બંને રાક્ષસોને જોતાંજ કુલીનસીંહ લાલચોળ બની ગયો. પણ પોતાના ક્રોધને જેમ તેમ કરી દાબી દીધો. કે બહાદુર સીંહ આવતાંજ બોલી ઉઠયો.

કેમ કુલીનસીંહ ઉદ્ધતાઇ કરવાથી કેવાં ફળ મળે છે. તે જોયાં કે નહિ ?

"ચુપકર! વિષય વાસનાથી ભરેલા રાક્ષસ, આ ઉધ્ધતાઇ નથી પણ પવિત્રતા, તેમજ નીતિનો માર્ગ છે. અને ઉદ્ધતાઇના ફળ કેવાં મળે છે. તે હું બતાવીશ" કુલીનસીંહે જવાબ આપ્યો.

"બસ કર શયતાન તું મને શું બતાવવાનો છે. તારામાં હિંમત નથી કે તું મને બતાવી શકે તારા દબાવવાથી હું કદાપી દબાવાનો નથી. બહાદુરસીંહે કંઇ ક્રોધથી કહ્યું.

"મારો પ્રાણ તારા જેવા હીચકારથી કદાપી કાળે નીકળવાનો નથી. જ્યાં સુધી પ્રભુ પાંસરો છે ત્યાં સુધી બહાદુરસીંહનો વૈરી આંધળો છે. તારી ઇચ્છા મુજબ કદાપી કંઇ પણ કાર્ય બની શકતું નથી પણ ઇશ્વર ઇચ્છાથી જે થશે તે ખરૂં ચંડાળ સમજ તારા અઘોર કૃત્યની હદ આવી રહી છે. માટે વધારે ગુન્હા કરી પ્રભુનો દુશ્મન થઇશ નહિ. જ્યારે રાવણે અતીશય અનર્થ દુનીઆની અંદર કર્યો. ત્યારે હરિએ અવતાર લીધો છે. અને પાપી રાવણના દશ સીર ધુળની અંદર રોળાયાં છે. તેમ તારા માટે પણ તૈયાર થઇ રહી છે. પક્ષપાતી અંધ પુરૂષ એક કમજાત સ્ત્રીના બોલવા ઉપર ભરૂંસો રાખી આ નીર્દોષ જનોને દુઃખ દે છે માટે સમજ સ્ત્રી કોઇના થઈ નથી અને થવાની નથી. અને થશે પણ નહિ. હાલ તારી વિષય વાસનાને લીધે તું એને પરસન સમજે છે. પણ તેજ પરસન તારા ખુનની પીનાર ડાકણી છે. માટે તેનો પક્ષ છોડી નીર્દોષના પ્રાણ બચાવ કે તારી કાયાનું કલ્યાણ થાય. એટલું બોલી શાન્ત થયો.

"મારે પ્રાણની પરવા નથી. કાયા રહી શું કામની.
પરસન મારી પ્રાણ પ્યારી માળા જપું તેના નામની.
દેહથી છુટે નહિં કામ છે રસીલી નારનું?
હૃદયથી પરસન છુટે નહિ તેજ નકકી ધાર તું.

ભલે આ દેહની અંદરથી પ્રાણ પલાયન થઇ જાય, આ ચક્ષુ ઓથી અંધ થાઉં. પણ પરસન બીલકુલ છુટવાની નથી. અને મારી રસીલી માટે આ બાળકોના, તારા અને માણકના લોહીથી હસ્તની હાથેળીઓ રંગી તેના હસ્તને ચુમીશ ત્યારે હું કરીને બેસીસ માટે વિચાર! કાળને આમંત્રણ કરી કેમ બોલાવે છે, શું! આ

અને જાણું પરસનના દુશ્મન નથી ? બહાદુરસીંહે કંઈ ક્રોધથીજ પ્રશ્ન કર્યો. કે તરત કુલીનસિંહે નીચે મુજબ પ્રત્યુતર આપ્યો...

"બહાદુરસીંહ વિચાર ! તું ભુલ કરે છે. તું આ રસની વેલ સમજે છે. પણ તારા દેહની ઉપર ચઢનાર ઝેરની વેલ છે. તું આ પાપી નારને છોડવા માંગતો નથી પણ એનો સમય આવે તારા નામ ઉપર થુકીને ચાલી ન જાય. ત્યારે મને યાદ કરજે. શું ! આ તારા સુખની રેલ છે.

"શુ ! આ સુખ રેલની આવેલ ? પરસન પાપી નાર છે.
સુખ રેલની આવેલ નથી પણ દો ધારી તલવાર છે ?
એ વેલ ઝેરની રેલ છે શું ! તેને શુ ! લેવા તૈયાર છે; !
સમજ પાપી આંધળા તેજ દંસ તને દેનાર છે." ખત્રી

આ તારી વીષયાંધ પરસન તારા હૈયાનો હાર નથી પણ પય પાયને ઉછેરેલી મોટી સર્પણી છે. અને તેજ તને મદદ કરનારને દંસ દીધા સિવાય રહેવાની નથી. તે નથીજ. અને આવી દુષ્ટ ચંડાળણીઓને મદદ કરવાથી તેના ફળ ખરાબ આવે છે. આ નારી નથી પણ નાગણી છે. દુષ્ટ સાંભળ.

ઝેરી સર્પણી નારને તું દુધ પાઇ શું લેનાર છે,
દુર્ગુણ ભરેલી નાર આ તારા પ્રાણને હણનાર છે. ખત્રી.

પાપી ! તેવી વિષયાંધ વનીતાઓની સહાય કરવા કરતાં, પવિત્રતા, ધર્મીષ્ટ, નીતીવાન સનારીઓના સહાય થા જેથી, પ્રભુ તારૂં કલ્યાણ કરશે. સાહસ કરી નર્કમાં પડીશ નહિ.

કુલીનસિંહના વાક્યોથી પરસનના અંતઃકરણની અંદર ઉષ્ણ

તેલ રેડાયું. શીરની શાખાથી પગની પાની સુધી ગુસ્સો ચઢી આવ્યો. અને એકદમ કોધાવેસથાં આવી બોલી ઊઠી.

"કુલીન ! કુતરાની માફક ભસવાથી શું થવાનું છે. આ પ્રાણ મારી દેહ મારા વ્હાલા બહાદુર સીંહને માટે તૈયાર કરેલી છે. મારી ચામના જોડા સીવડાવી બહાદુર સીંહના ચરણમાં રાખવા તૈયાર છું. જયે મારી પરિક્ષા કરવા માગતા હોય તો હું શીર આપવા તૈયાર છું. પણ બહાદુરસીંહ તારા જેવા અકલના ખાલી નથી. કે આવી રંભા જેવી નારનો પ્રાણ લે. તારા ફેરવવાથી કદાપી કાળે ફરનાર નથી. પણ યાદ રાખ કુલીન મારા અપમાનનો બદલો હું અવસ્ય લેવાની છું" પરસન શાંન્ત થઇને બહાદુર સીંહ સામે દષ્ટી કરી ઊભી રહી. એટલામાં કુલીનસીંહ બોલી ઊઠયો.

"સ્ત્રી ચરિત્રની ભરેલી કુલટા તારા વાકય ચાતુર્યને હું બરાબર સમજી ગયો છું. પણ વીષયાંધ બહાદરસીંહને તારી પ્રપંચ જાળની ખબર પડતી નથી. ધિક્કાર છે! બહાદુર સીંહ તને ધિક્કાર છે. કે વિષયથી ભરેલી કુલટાઓનો વિશ્વાસ કરીને બેઠો છે. પણ તેના ફળ ફેવા આવે છે. તે તારી ખુલ્લી ચક્ષુથી જોઇશ."

"બસ કર ! આગળ બોલીસ તો જાનથી જઇશ. મારી વ્હાલી પરસન તમે બીલકુલ ગભરાશો નહિ. આ નીચ કુતરાના ભસવાથી શું થવાનું છે. જ્યાં સુધી મારા દેહની અંદર પ્રાણ છે. ત્યાં સુધી તું મારી છે. તારા ઊપર મને પુર્ણ વિશ્વાસ છે. તેથી તારી ચામડીના જોડા શીવડાવવા કરતાં આ છોકરાની ગોરી ચામડીના મખમલ જેવા જોડા શીવડાવવાથીજ મારાં કાળજાં ઠંડા થશે અને અને આ પાપી ધર્મની પુંછડી માણેકના શીયળનો ભંગ આ દુરા.

ચારી કુલીનસીંહ સાથે કરાવીશ ત્યારેજ મારું ઉછળતું લોહી શાંન્ત થશે...

બહાદુરના અક્ષરે અક્ષર પરસન છાતી સાથે લખતી હતી. હ્રદયની અંદર બહાદુરસીંહના શબ્દે શબ્દો પરસનનું મુખાર્વીંદ પ્રફુલીત કરી દીધું. અને આનંદ આનંદ થઈ જવાથી સમય અનુકુળ હોવાથી બહાદુરસીંહને બોલતો અટકાવી.

મનની ઇચ્છાઓ મનમાં રહી જવાની અને મારા દુશ્મન મારી છાતી આગળ રહેવાનો તે નકકી કહું છું. મારી દુર્દશા કુલીનસીંહના હસ્તથી થતી હોય એમ દ્રષ્ટીએ દેખાય છે. ઓય! બાપરે! કહી પરસન ઢોંગ કરી જમીન ઉપર પછડાઈ ગઈ બહાદુરસીંહના હોશ કોશ ઉડી ગયા. તેની પાસે બેસી શુધ્ધીમાં લાવવાનો પ્રયત્ન કરવા માંડયો. કે તરત શુધ્ધીમાં આવતાની સાથે "એ બંનેને જાનથી મારો" ઉદ્‌ગારો કાઢતાની સાથે પુનઃ ઉભી થઇ. ચંડાળ બહાદુરસીંહે તેના ઓષ્ટ ઉપર ચુંબન કરતાંની સાથે. "ધર્મસીંહ! પ્રથમ આ બાળકને મારી પાસે લાવો" પાસે ઉભેલા ધર્મસીંહ નામના માણસને ઉદેશીને કહેતાંજ કુલીનસીંહ પુનઃ બોલી ઉઠયો...

"ધર્મસીંહ તારું નામ શું છે, તેનો ખ્યાલ કર. ધર્મસીંહ નામને એબ લગાડીશ નહિ, ધર્મસીંહનો અર્થ ધર્મનું રક્ષણ કરનાર થાય છે. માટે તારો ધર્મ સતી સન્નારીઓની લાજ રાખવાનો નિર્દોષ જનોને મદદ કરવાનો તારો ધર્મસીંહ થઇ અધર્મ કરે તે ધર્મસીંહ નહિ. દુષ્ટસિંહ કહેવાય છે, અને દુષ્ટસિંહ થઈ પરોપકારના અર્થે પોતાના પ્રાણની આહુતી આપે છે. તેનુંજ નામ ધર્મસીંહ છે, અમર નામ રાખવાથી અમર રહેતો નથી પણ

અમરનું નામ ધરાવનાર માણસ પણ મરણ પામે છે. તો પછી અમર નામ ધારણ કરવાનું કારણ શું ? ધર્મસિંહ નામ ધારણ કરનાર દોસ્ત ધર્મસિંહ નામને બટ્ટો લગાડવા ઇચ્છશ નહિ. તારૂં તેમજ મારા અઘોર કૃત્યોનો પાર નથી. તો પછી વધારે પાપમાં પડવાનો બીલકુલ વિચાર કરીશ નહિ, આ નિર્દોષ બાળકોનો પ્રાણ લેવા કરતાં મારો પ્રાણ લઈ લે. અને ત્યાર પછી તારી ખુશીમાં આવે તેમ કરજે. ધર્મસિંહ તારા અંત કરણની અંદર દયા છે. એમ મારા અંતઃકરણની અંદર દયા છે. એમ મારા અંતઃકરણથી કહું છું કારણ કે હમો જે વખતે નિર્દોષ મુસાફરો ઉપર જુલ્મ કરતા તે જોઇ દુર જઇને ઉભો રહેતો એ તને ધર્મસિંહ યાદ કર. એક પુરૂષનો પ્રાણ લેવા માટે દુષ્ટ બહાદુરસીંહે હુકમ કર્યો. હતો પણ તેનો પ્રાણ નહિ લેતાં આ ચંડાળના હસ્તથી પ્રાણ લેવાયો હતો. તો પછી આ નિર્દોષ બાળકના પ્રાણ કેમ લઇશ. દોસ્ત ધર્મસીંહ રહમ કર. પ્રેમની મુર્તિ ધર્મસીંહ તારા અંતઃકરણની અંદર દયા લાવી નિર્દોષને બચાવ." કુલીનસીંહના ભાષણથી ધર્મસીંહના તનમાંથી પરસેવાના ઝેએઝેબ નીકળી ગયા. અને એક ઉંડો નિઃશ્વાસ નાંખ્યો. ભાલ કપાળ ઉપર હસ્તનો પ્રહાર કર્યો. છાતી ભરાઈ આવી. ચક્ષુમાંથી ઝળઝળીઆં ભરાઇ આવ્યાં. પુતળાંની માફક સ્તબ્ધ થઇ ઉભો રહ્યો. એટલામાં બહાદુરસીંહે પુનઃ હુંકારો કાઢયો. "ધર્મસીંહ બહાદુર થઇ કાયર કેમ થઇ જાય છે. હિંમત પકડ. બાયલાની ધ્વજા તારા શીર ઉપર ચઢાવી નપુંષક બનીશ નહિ. દુષ્ટ ! કુલીનસીંહ બાયલો થઇ સ્ત્રીની સોડમાં ભરાયો તેમ ભરાવવાનો

વિચાર કરીશ નહિ. પુરૂષ થઇ નામર્દ થઇશ નાહ." બહાદુરસીંહે ગુસ્સાના વાક્યો કહ્યાં.

બહાદુરસીંહના ઉદગારો ધર્મસીંહને હાડોહાડ લાગી ગયા. શીરની ચોટીથી પગની પાની સુધી ગુસ્સો ચડી આવ્યો. અને એકદમ ક્રોધાવેશમાં આવી પુનઃ બોલી ઉઠયો "બાયલાના કહેનાર કાયર કુતરા તારી અપવિત્ર જીભ્હાને વધારે લંબાવીશ નહિ. તારે મારી મર્દાઇ જોવી હોય. મારા હસ્તનો મીઠો સ્વાદ ચાખવો હોય તો મયદાનની અંદર નીકળી મારી સાથે મારી શકિતનો અનુભવ કરી જો. શું ! હું મારી મર્દાઇ આ નિર્દોષ બાળક ઉપર સતી સ્ત્રી ઉપર અજમાવું? નહિ નિર્દોષને બચાવી તારા જેવા પાપીઓને બાહુબળનો સ્વાદ ચખાડવાથીજ મર્દાનો ખ્યાલ થાય છે. શું ! આ કુલીનસીંહ સ્ત્રીની સોડમાં ભરાયો છે ? નહિ ચંડાળ તે ધર્મની મુર્તી પવિત્રની પ્રતિમા સ્વર્ગની સોડમાં ભરાયો છે. પણ તારા જેવો દુષ્ટ માણસજ સ્ત્રીની સોડમાં ભરાય છે. મર્દ કદાપી કાળે સ્ત્રીની સોડમાં ભરાતા નથી. પણ તારા જેવા બાયલાજ સ્ત્રીની સોડમાં ભરાય છે." ધર્મસીંહે પુનઃ ઉદગારો કાઢતાં કહ્યું.

ધર્મસીંહ !–તું મારી સાથે લડવા માગે છે " બહાદુરસીંહે ગુસ્સે થઇને કહ્યું.

"હા ! પત્થરની સાથે પથર અથડાવવા માંગુ છું " ધર્મસીંહે જવાબ આપ્યો.

"કોણ પત્થર ? " બહાદુરસીહે પાછો પ્રશ્ન કર્યો.

મારી દ્રષ્ટિએ જે અધર્મી છે જુલ્મી છે તેજ પત્થર સમાન છે

"શું હુંજ તારી દ્રષ્ટિએ પત્થર છું ?" બહાદુરસીહે બીજો પ્રશ્ન કર્યો.

"હું મારી જીભ્યાથી કહી શકતો નથી પણ દુનિઆની દ્રષ્ટિએ ધર્મની દ્રષ્ટિ એતું પત્થર સમાન છે" ધર્મસીંહે પ્રત્યુત્તર આપ્યો.

"ચુપકર નીમકહરામ મારૂં અપમાન કરતાં વિચારાં કર. ચંડાળ લે તારા કૃત્યનો બદલો" કહી બહાદુરસીંહે તમંચાનો ઘોડો દાબ્યો ઘોડો દબાવતાંની સાથે અંદરથી ગોળી શણુણુ કરતી નીકળી ધર્મસિંહના ભાલ કપાળમાં વાગતાજ "હાય! પ્રભુ" કહેતાંની સાથે ધરણી પર ઢળી પડ્યો પડતાંની સાથે ધર્મસિંહનો પવિત્ર થએલો આત્મા મહાન પરમાત્માની હજુરમાં પહોંચી ગયો કે તરત કોઇએ આવીને બહાદુરસિંહની છાતીમાં લાત મારી જમીન ઉપર પટકી માર્યો કે એ શુદ્ધ થઈ ગયો. પણ તરત શુધ્ધીમાં આવતા બહાદુરસીંહની ચક્ષુઓ ઉઘડી દ્રષ્ટી કરે છે. તો એક પાંચ હસ્તનો ઉદ્‌ગારો નીકળતાંની સાથે બહાદુરસીંહ પાંદડાની માફક ધ્રુજવા લાગ્યો. બહાદુરસીંહને ધ્રુજતો જોઈ જોગી બોલી ઉઠ્યો...

"ચંડાળ! બતાવ તારી તાકાત, તારા બાહુની અંદર રહેલા બળની અજમાયસ કરી લે. ચંડાળ! નામર્દ થઇ કેમ ધ્રુજે છે. તારામાં જેટલી શકિત હોય તેટલી બતાવ બોલ! ચંડાળ મને તેનો ઉત્તર આપે છે. દુષ્ટ! આ ધર્મિષ્ઠ ધર્મસિંહનું ખુન શા કારણથી કર્યું છે. નિર્દોષના પ્રાણ એ ગુનાહથી લેવાનો તને બીલકુલ ખાલ થયો નહિ, ચંડાળ! જા હું તને જાનથી મારતો નથી પણ નિશાની બદલ તારૂં નાક કાપી લઉં છું," કહી આવનાર જોગીએ

બહાદુરસીંહનું નાક કાપી લઈ પોતાની બગલી કફનીના ગજવાની અંદર મુકી દઈ બહાદુરસિંહની છાતી પરથી ઉઠી જઈ પાછો બોલવા લાગ્યો...

"ચંડાળ! તું જ્યાં સુધી દાવમાં હતો ત્યાં સુધી તારી બીલકુલ શક્તિ ન હતી પણ હાલ તું છુટો છે. એટલે તારી તાકાત હજુ સુધી કહું છું કે અજમાવી લે જે તેં કરેલા કેદીઓને મારા યોગ બળથી છુટા કરૂં છું." કહી જોગીએ બે તાળીઓ પાડી. તાળીનો અવાજ થતાજ દોરડી તુટી જમીન ઉપર પડયાં. સુંદર માણેક કુલીનસિંહ બંધન મુકત થઈ ગયાં. તેમને જોગી લઇને ચાલતો થયો. પણ જોગીને અટકાવવાની હિંમત ચાલી નહિ. તેમના ગયા પછી "હાય! મારૂં નાક ગયું." ઉદ્દગારો કાઢતો બહાદુરસીંહ કપાએલા નાક ઉપર હસ્ત મુકી રવાના થઇ ગયો.



## પ્રકરણ ૧૬ મું.

### એકને બદલે બે બગડયા.



વહાલા વાચક બંધું પ્રેમીલા અને તેના બંધુ રતિલાલની ખબર લઇએ જ્યારથી તેમનું મકાન બળી ગયું હતું ત્યારથી તેમની દૂરદશા થઇ હતી તેના માતા પીતા નીર્ધન હોવાથી બીજું મકાન તઇયાર કરવાની શક્તિ તેમનામાં હતી નહિ. ભાડાના મકાનમાં પોતાનું ગુજરાન ચલાવતાં હતા. એક પુત્રનું દુઃખ અને બીજું પોતાનું મકાન બળી ગયાનું તેની અંદરની માલ મીલક્ત બળી સાફ થઈ જવાથી તેમની દીંન પ્રતીદીન દશા નબળી થયા કરતી હતી દાઝયા ઉપર દામ રતિલાલની માંદગી વધારે થવા લાગી હતી. રતિલાલનું ગુલ બદન કસુંબા જેવું તન ધોળી રૂની પુણી જેવું થઇ ગયું હતું શરીર ઉપરની નસો ખુલ્લી દેખાતી હતી. રૂધીર માંસ વીકરાળ ભયંકર માંદગીએ બાળી દઈ હાડપીંજરનું ખોખું માત્ર રતિલાલ નામને ઓળખાવવા કાષ્ટની માફક રાખ્યું, હતું ચક્ષુઓમાં ખાડા પડી ડોળા અંદર પેસી ગયા હતા. નાકની દાંડી નમી ગઇ હતી નેત્રના તુરવાથી આંસુ પ્રવાહ ચાલતો હતો રતિલાલનો દેહ આજ પડે કાલ પડે તેવી. તેના માતા પીતાના અંતઃકરણની અંદર ફીકર પેઠી હતી પંદર દિવસની માંદગીના ઉજાગરાથી તેના માતા પીતા પણ અર્ધ થઇ ગયાં હતાં. પ્રેમીલા બિચારી રાત દીવસ રતિલાલના પલંગ ઉપર બેસી રહયા કરતી હતી. એક બંધુંની માંદગીનું દુઃખ અને બીજું સુંદરના વિયોગનું

દુઃખ તેનાથી સહન નહિ થવાથી હર વખત રડી રડીને પોતાની છાતીનો ભાર ઓછો કરતી હતી. ઉભરાતા અતંઃકરણને ખાલી કરતી હતી. દુઃખ વાળી પ્રમીલાનો ચહેરો ફીકકો પડી ગયો હતો. ૭ માસની માંદગીમાંથી ઉઠી હોય એવો ભાસ થઇ આવતો હતો.

તેના વૃદ્ધ માતા પીતાઓ દુઃખથી નિશ્વાસ ઉપર નિશ્વાસ નાંખતા ઉદાસ થઇ બેઠાં હતાં એટલામાં રતિલાલે પુનઃ ઉદગારો કાઢ્યા

"માતુશ્રી મારી સામે કોણ ઉભું છે. તેને બાજુ ઉપર કાઢો મારો જીવ બહુ ગભરાય છે.

આથી તેની માતુશ્રી ચંદન ગવરી ચમકી આમ તેમ નજર કરવા લાગી. પણ તેની દ્રષ્ટીએ કંઇ નહિ પડવાથી બોલી ઉઠી...

"બેટા! શાન્ત થા. અહિંઆં કોઇ નથી. ગભરાઇશ નહિ. રામ. રામ. કહે કે જેથી તારૂં દુઃખ તે પ્રભુ દુર કરશે...

"રામ, રામ, રામ" ઉદગારો કાઢતાંની સાથે પાછો બોલી ઉઠ્યો.

"માતુશ્રી! રામ નામથી ભય દુઃખ અનીતિ અધર્મ વિગેરે નાશ પામે છે. રામનામ અમૃતના ઘુટડા છે. અને તે અમૃત જેણે પીધું છે તે મૃત્યુના મુખમાંથી બચી જાય છે. માતુશ્રી! કેવો રામના નામનો પ્રતાપ મને લાંબા દાંતવાળા યમદુતો દેખાતા બંધ થઇ ગયા. વાહ! પ્રભુ! વાહ, તમારી કળા ન્યારી છે. પ્રભુ તુંજ દુઃખીનો મદદગાર છે.

" બેટા જ્યાં સુધી આપણા અંતઃકરણની અંદર રામનું નામ

કરી ત્યાં સુધી કંઇ પણ દુઃખ થવાનું નથી. રાજા અગ્નિથી બાળી-નાંખે પણ રામનામ લેનાર મનુષ્યનો નાશ થતો નથી. બેટા! હીરણ્યાકશ્યપ દાનવને ત્યાં પ્રલ્હાદનો જન્મ થયો હતો. પીતા રામ-નામનો નાસ કરનાર પાપી હતા. અને પ્રલ્હાદ રામનામનો ભક્ત હતો. અને તેજ રામનામથી બળતા સ્તંભને શીતળ બનાવ્યો હતો. ડુંગર ઉપરથી ગબડાવ્યા છતાં બીલકુલ ઇજા આવી ન હતી. પણ રામનું નામ નહિ લેનાર હિરણ્યાકશ્યપનોજ નાસ નરસીંહ રૂપ ધારી કર્યો હતો. બેટા રામનામ તેજ ખરૂં કામ છે." ચંદનગવરીએ ધર્મશાસ્ત્ર મુજબ વર્તન કર્યું.

"માતુશ્રી! રામનામ આખી સૃષ્ટિમાં સૌથી પ્યારૂં છે. અને સ્વર્ગનું બારૂં છે. અને અધર્મીનું મોં દુનીઆની અંદર કાળું છે. માતુશ્રી મૃત્યુ વખતે જેના મુખની અંદરથી રામનું નામ નીકળતું નથી તેનો નર્કમાં વાસ થાય છે. ધર્મીષ્ઠનું મૃત્યુ ઉત્તમ પ્રકારે થાય છે. અધર્મીનું મૃત્યુ બુરા હાલે થાય છે. રતિલાલને મૃત્યુનોખ્યાલ થવાથી કહ્યું.

"બેટા તને કોઇ દિવસ નહિ અને આજે એવો કેમ ખ્યાલ થાય છે." ચંદનગવરીને વ્હેમ આવવાથી કહ્યું.

માતુશ્રી કંઇ નહિ. આજ મને એવોજ ખ્યાલ થઇ આવવાથી બોલ્યો છું. તેમાં તમારે કંઇ વ્હેમ ખાવા જેવું નથી. અને વ્હેમ ખાવાથી શું વળવાનું હતું. મૃત્યુ ગમે તેવા મોટા મોટા રાજા મહારાજાને મુક્તું નથી. તો પછી આપણો શો હિસાબ છે. માતુશ્રી! મૃત્યુ દુનીઆના કેટલાક લોકોને ખરાબ લાગે છે. પણ મને મૃત્યુ બહુ પ્યારૂં છે. દુનીઆની અંદર જીવી પાપ કર્મો કરવા કરતાં મરવું

હજાર દરજ્જે સારૂં છે. મૃત્યું પાપીની મૃત્યું થાય છે. તેજ દુનીઆ જીતીને જાય છે. અને જે દુનીઆની અંદર જીવે છે. તેજ પાપના પોટલા બાંધે છે, અને દુનીઆની અંદર હાડમાર થઇ કર્મ કરી નર્કમાં પડે છે. જેણે જીવીને પોતાનો ધર્મ સાચવ્યો નથી તે મરવા બરાબર છે. રતિલાલે મૃત્યુંનો ખુલાસો કરતાં કહ્યું.

"બેટા તારૂં કહેવું સત્ય છે. મૃત્યુ કોઇને મુકતુ નથી. પણ તે વખત તારો નથી. સંસારનાં ઉતમ સુખો ભોગવવાના છે, સંસારનો સાર જોવાનો છે. નવી દુનીઆ સાથે અધર માતા-પીતાની પુત્રી સાથે દીલ જોડવાનું છે. સંસારનું સુખ ભોગવવાનું છે. અને સંસારની વૃધ્ધી કરવાની છે. તેને મૃત્યું યાદ કરવાની જરૂર નથી. રતી! મૃત્યું યાદ કરવાનો સમય હમારો છે. અમોએ સંસારનો સાર સંસારના સ્વર્ગ સરખાં સુખ જોયાં છે. અને સંસારમાં રહી મોજ મજા બહુ ભોગવી છે. અમને કોઇ પણ પ્રકારનો મોહ રહયો નથી. માટે મૃત્યુ અમારાજ કામનું છે. પ્રભુ! તેમાંથી તને બચાવી અમને લઇલે" ચંદન ગૌવરીને વ્હેમ પડવાથી ઉદ્‌ગારો કાઢયા.

"માતુશ્રી આપનું સમજવું ફેર છે. ઘરની અંદર નવીન વસાવેલા વસ્તુ હસ્તમાં લેતાંજ ફુટી જાય છે. તો તેના ઉપર શો ઉપાય થાય છે. કંઇ નહિ, અને માતુશ્રી ઘરની રહેણી પુરાણી વસ્તુઓ રહી જાય છે, શું! નવીન વસ્તુઓ કરતાં જુની વસ્તુઓ ફુટવાને લાયક નથી. છે. પણ તે ઇશ્વર ઇચ્છા મુજબ થયા કરે છે. જેમ વસ્તુઓનો નીયમ છે, તેમ દરેક પ્રાણી ઉપર નિયમ છે. કેટલાક ઠેકાણે વૃધ્ધો આ પ્રાની દુનીઆમાં રહી જઇ જુવાન લોકો તેમના આગળ થઇ

જાય છે. અને વૃધ્ધ માતા પીતાથી વિયોગ થાય છે, અને કેટલાક બાળકો જન્મતાની સાથે મરણ પામે છે. માતુશ્રી ! આ ફાની દુની-આની અંદર કોઇ રહ્યું નથી રહેવાનું નથી. કોઇ આજ તો કાલ એમ પોતાની મુદત પ્રમાણે રહી યમ લોકમાં જાય છે. હાય ! માતુશ્રી હાલના જમાનાની અંદર માતા પીતા પહેલાં બાળકો મરે છે. સ્ત્રી પહેલા પતિનો નાશ થાય છે. તેનું કારણ, અનીતિ અધર્મ, અને દુરાચાર છે. માણસોના જેવાં અંતઃકરણો તેવોજ પ્રભુનો વાસ હોય, ગરીબ, નીર્દોષ જનોના ગળે છુરી મેલી ભેગું કરેલું ધન માતા, પીતાઓ પોતાના પુત્રને માટે મુકે છે. પણ જન્મતાં પહેલાં બાળક મરણ પામે છે. અને કુમાર્ગથી મેળવેલો પૈસો ખરાબ રસ્તે જાય છે.

માતા પીતાના કરેલાં અઘોર કૃત્યોનું ફળ પોતે ભોગવી તેની પાછળથી પ્રજાને ભોગવવા ભાગીદાર કરે છે. એવા અઘોર કૃત્યોથી બાળક તેજ પૈસાનો ઉપયોગ ખરાબ રસ્તે કરી નીંદાને પાત્ર થાય છે. અને રૌ રૌ નર્કનો અધીકારી થાય છે. માટે તે કરતાં મૃત્યુ હજાર દરજજે સારૂં છે. મૃત્યુ સૌથી સ્રેષ્ટ છે. અને મૃત્યુથી પાપ કરતાં અટકી જવાય છે.

" ભાઇ રતિલાલ આજ મને તારા દીલની સમજ પડતી નથી. તું કોઇ વાર આટલું બોલ્યો નથી. અને આજે આટલું બધુ હદ બહારનું બોલે છે. તેથી મને કંઇના કંઇ વિચાર થઇ આવે છે. મારા અંતઃકરણમાં વ્હેમ આવે છે. હાય! પ્રભુ મારા રતિને બચાવો" કહેતાંની સાથે રતિની ચક્ષુઓ મીચાવા લાગી. શ્વાસ શરૂ થઇ ગયો. હાથ પગ ઠંડા થવા લાગ્યા. એટલામાં પુનઃ બેશુદ્ધ થઇ ગયો.

આ જોઇ ચંદનગૌરી, પ્રેમીના હૃદય ફાટ રડવા લાગ્યા. હરી ચક્ષુઓમાંથી શ્રાવણ અને ભાદરવો પડવા લાગ્યો. રતિલાલનો ભોળા હૃદયનો પીતા ડુસકાં ઉપર ડુસકાં ભરવા લાગ્યો. ચંદનગૌરીને બીલકુલ ભાન રહ્યું નહિ. અને એકદમ હૃદય ફાટ રડી પડી અને "ઓ! બાપ ભીખ માગી" એવા દુખોદ્‌ગાર કાઢી બુમ ઉપર બુમ પાડવા લાગી એટલામાં "રામ, રામ, રામ" રતિલાલના મુખમાંથી ઉદ્‌ગારો નીકળી પડયા. એટલામાં મણીએ "ભાઇ! રામ, રામ, કહો" તેના પ્રત્યુતરમાં "રામ, રામ"ના ઉદ્‌ગારોથી રતિલાલના ચહેરમાં ફેરફાર થવા લાગ્યો. ફીકું પડેલું મુખારવીંદ કંઇ તેજોમય દેખાવા લાગ્યું. એટલામાં પુનઃ શુદ્ધીમાં આવી. ચંદનગૌરીને રડતી બંધ રાખી. અને પુનઃ બોલવા લાગ્યો.

"માતુશ્રી રડશો નહિ. હું કોનો પુત્ર છું. આ મારી દેહ કોના છે. આ તનનો માલીક કોણ છે. તેની તમને ખબર હશે. પણ હું તમને તે બાબતનો ખુલાસો કરું છું તે સાંભળો. મને તેમજ તમને પેદા કરનાર પ્રભુ છે. જે પેદા કરે છે. તેજ તેનો નાશ કરે છે. અને તેની ઇચ્છા પ્રમાણે થાય છે. આ તનનો માલીક, દેહનો જાળવનાર મહાન પ્રભુ છે. દરેક પ્રાણી માત્ર પરમાત્માના આધીન અને તેમના હુકમ મુજબ જે કંઇ થાય છે તે થયા કરે છે. એક મનુષ્યને આપેલી વસ્તુ તેની મુદત પ્રમાણે તેની પાસે રહે છે. અને મુદત પૂર્ણ થતાં તે વસ્તુનો ખરો માલીક લઇ જાય છે. તેમ કુદરતના કર્તાનો ખેલ છે. હું જેને તમે રતિલાલના નામે ઓળખો છો. તે રતિલાલ તમારો નથી. પણ તમને સંભાળવા આપેલો તે હું છું, મારી મુદત મુજબ તમારી પાસે રહી. મુદત પુરી થએ ખરા માલીક પાસે જઇશ.

દુનીઆની અંદર કહેવાતાં માતા પીતાઓ ખરાં માતા પીતા નથી. પણ ખરા માતા પીતા મહાન પરમાત્મા છે. તો પછી નકામો શોક કરી રડવાનું શું કારણ છે જે રડવાથી રહેતું નથી. તે રડવાથી જતું નથી. માટે નકામો લવારો, બકવાદ, પીટવું, રોવું શા કામનું મરનારની પાછળ રડનાર માણસો, રડી રડીને આત્માને દુઃખ આપે છે. તે ખાલી ફોગટ ફાંફાં છે. મરનાર તો જાય છે અને તેની પાછળ રડનાર પણ મરવાનું છે. તો પછી શોક કરવાની શી જરૂર છે."

આ પ્રમાણે રતિલાલ પોતાની માતાનું મન વળાવી રહ્યો છે. એટલામાં સુંદર અને મણી રતિલાલ પાસે આવી ઊભાં રહયાં સુંદર અને મણી તરફ ચંદન ગૌરીની દષ્ટી તેમના ઉપર પડવાથી "આવો સુંદર" સુંદરનું નામ શાંભળતાં પ્રેમીલા ચમકી પલંગ ઉપરથી ઉતરી જમીન ઉપર બેસી ગઇ. પ્રેમીલાનું નિઃસ્તેજ મુખાવીંદ જોઈ સુંદરનું હૃદય ચીરાઇ જવા લાગ્યું. પણ સમય અનુકુળ નહિ હોવાથી શાંન્ત થયો મણી રતિલાલને જોયા કરતી હતી. રતિલાલ મૌન્ય ધારણ કરી પડયો હતો. રતિની કંગાલીયત સ્થીતિ જોઇ મણીનું અંતઃકરણ બળવા લાગ્યું. તેને કંઈ આશામાં નિરાશા જણાઇ પોતને ચ્હાનાર રતિલાલની આવી દશા જોઇ તેનું દીન કહ્યું કરતું ન હતું. મણી ગભરાઇ. છાતીએ ડચુરો બંધાઈ ગયો. અંતઃકરણ હદ ઉપર ફાટવાથી અશ્રુના બે ટીપાં પાડયાં. તે પડેલા અશ્રુના બીંદુ રતિલાલના ભાલ કપાળ ઉપર પડતાંની સાથે ઉંચી દ્રષ્ટી કરી મણીને જોતાંજ "શું! તમેજ મને વધાવ્યો એટલાજ ઉદ્‌ગારો કાઢી રતિલાલ પાછો તેજ સ્થીતિમાં પડી રહયો. તેના જવાબનો પ્રત્યુતર આપવા માટે તેનું અંતઃકરણ જોર કરવા લાગ્યું

પણ પાસે તેનો વડીલ બંધુ સુંદર બેઠેલો હોવાથી કંઈ શરમાઈ બોલવાનો લાગ રહયો નહિ. પણ જ્યારે તેના શુદ્ધ પ્રેમે બોલવાની ફરજ પાડતાંજ "રતિલાલ સૌને વધાવનાર પ્રેમ છે." મણીએ ટુંકાણમાંજ પ્રત્યુતર આપ્યો.

આ બંનેનો ભાવાર્થ દરેક જણ સમજી ગયાં જમાનાની ખાધેલ ચંદન ગૌરીને તરહ તરહના વિચારો થવાથી. "રતિ ! તારાદુઃખ ઉપર આજ ખરી ઔષધીછે. એટલા ઉદ્દગારોથી બંનેના અંતઃકરણો પ્રફુલ્લીત થઇ ગયાં. દુખી અંતઃકરણ આજેજ સુખી થયું હતું. રતિ અને મણી પ્રેમાશ્રુથી એક બીજાને વધાવતાં હતાં એટલામાં "હા ! માતુશ્રી. પ્રણવીને પ્રેમી મળતાં દુઃખ વીસરી જાય છે." પ્રેમીલાએ રતિલાલનો જવાબ આપી દીધો.

ચંદનગૌરી આથી પ્રેમીલા સામે જોઇ "શું ! તને પણ તેજ અસર છે ?" "હા ! એમ છે ખરૂં" એક બીજાના પ્રત્યુતરથી સુંદર ગભરાયો વાત બહાર પડી ગએલી જોઇ એકદમ ઊભો થયો મણીને ઇસારેથી ઉઠવાનું કહી પ્રેમીલા સાથે પ્રેમ ભરી દ્રષ્ટી કરી ચાલતો થયો મણીનું અંતઃકરણ આથી શોક સાગરમાં ડુબી ગયું. પણ નાઇલાજે સુંદરના હુકમને તાબે થઇ ચાલતી થઇ. પણ તેનો જીવ રતીલાલમાં હતો. માત્ર મણીનું ખોળીયું યાંત્રીક શક્તિથી ચાલતું હતું. મણી અને સુંદરના ગયા પછી ચંદનગૌરીને મણી અને સુંદરનો ખ્યાલ થયો તેમને નહિ જોવાથી "મણી અને સુંદર ગયો ?" હા, પ્રેમીલાએ પ્રત્યુતર આપ્યો કે ઉતર શાંભળતાં રતિલાલની સારવાર કરવા લાગી પણ તેના અંતઃકરણની અંદરથી પ્રેમીલા અને રતિલાલના વિચારો

એક પછી એક ઉપરા ચાપરી આવવા લાગ્યા. આથી ચંદનગૌવરીનું મગજ ભ્રમીત થઈ ગયું. અને પુનઃ બોલી ઉઠી.

"હાય! પ્રેમીલા હું તને આવી જાણતી ન હતી. તારા ઉપર બંદોબસ્ત રાખ્યો પણ તેની અસર બીલકુલ થઇ નહિ. પાળેલો સર્પ, પોતાનો મૂળનો સ્વભાવ છોડતો નથી તેમ તેં તારી અસલી જાત બતાવી શું! તું કુળવાળા છોકરા સબે મોહિત થઈ છે? તેનાજ ઉપર તારૂં અંતઃકરણ દોરાય છે. પણ તેનો બાપ ઘણો નીચ છે. કન્યા વિક્રયનો કબાલો કરનાર ચંડાળ છે. તેનાજ છોકરા ઉપર દીલ પ્રેમીલા વિચાર કર. નીચની સોબતથી નીચ થવાય છે. માટે તેના છોકરા ઉપર દીલ રાખવાની જરૂર નથી ચંદનગવરીએ ત્રીભો વનદાસનો ખ્યાલ થવાથી કહ્યું......

"માતુશ્રી! કુદરતનો નિયમ એવો હોય છે કે કેળમાંથી થુવર અને થુવરમાંથી કેળ થાય છે. ત્રીભોવનદાસ ગમે તેટલો ખરાબ હશે. પણ તેના સંતાનો તેવાં છેજ નહિ. પ્રેમની મુર્તીઓ, અને અંતઃકરણની અંદર દયાને સ્થાન આપનાર દયાવંત છે. પણ તેના બાપ જેવા નીચ નથી. કુળમાં ધુળ મળી કુળવાન હોય છે. અને તેનાં કૃત્યો નીચ હોય છે. તો પછી તેના કુળમાં અને ગુણમાં ઝેર રેડવાનું છે. પ્રેમ આગળ કુળ કંઈ હિસાબમા નથી. માતુશ્રી ત્રીભોવનદાસના કુળની અંદર એવાં અઘોર કૃત્યો થયાં નથી કે જેથી તેના કુળમાં ધુળ મળી ગઇ હોય. એવું મારી જાણમાં નથી

આ પ્રમાણે પ્રેમીલા પોતાની માતુશ્રીને કહી રહી છે, એટલામાં રતિલાલ શુદ્ધીમાં આવ્યો, શુદ્ધીમાં આવતાંની સાથે ચારે બાજુએ

દ્રષ્ટી કરી. મણી અને સુંદરને નહિ જોવાથી નીચે મુંજબ બોલવા લાગ્યો.

હતી દર્દની ઔષધી મણી. પ્રેમની દેનાર વ્હાલી.
ઝેર ઉતારી પળ એકમાં પીવાડી અમૃત તણી પ્યાલી.

દર્દને કમી કરનાર ઔષધી રૂપ મણી અમૃતની પ્યાલી પાઇ ચાલી ગઇ હાય! મણી તારા પ્રેમમાં પડેલા પ્રણયીની દુર્દશા તમારા ચંદ્ર સરીખા મુખારવિંદનું દર્શન થવાથી થઇ છે. મણી! તમારી પ્રેમ દ્રષ્ટીએ મારૂં કાળજું વીંધી નાંખ્યું છે. અંતઃકરણની અંદર પ્રેમનાજ ઘા પડેલા છે. "સુંદર આગળ બોલવા જાય છે એટલામાં વચમાં બોલતો અટકાવી એકને બદલે બે લગડયાં" ચંદનગવરી એવા ઉદ્‌ગારો કાઢી ચાલતી થઇ તેના ગયા પછી સર્વ જણે મૌન્ય ધારણ કરી લીધું અને ત્યાર પછી મણી પણ ચાલતી થઇ.

---

## પ્રકરણ ૧૭ મું.

### અબધુત જોગી.



મ

ધ્યાહ્ન કાળનો સમય છે. ભાનુ સુર્યનારાયણ પોતાના કિરણ રૂપી ચક્ષુઓથી જમીન માતા તરફ પોતાની સીધી દૃષ્ટીએ જોતાં જેમ જેમ સમય જતો તેમ તેમ પોતાનો ક્રોધ વરસાવતા જંગલના પક્ષીઓને બાળતા વૃક્ષઘટાની અંદર ડોકીયાં કરતાં પહાડ પ્રદેશને તપાવતા ચાલ્યા જતા હતા. પૃથ્વીની અંદરથી નીકળતી ઉષ્ણ વરાળ ઊંચે દૃષ્ટી કરતાં કુડાળાં કુડાળા જેવું દેખાતું હતું. લાલ લીલા રંગ ચક્ષુઓ આગળ તરી આવતા હતા. શરીર બળીને ખાખ થઈ જતું હતું. ગમે તેવા શીતળ જળથી ભરેલા જળાશયોના પાણી ઉષ્ણ થઇ ગયાં હતાં. વૃક્ષની ટીસીઓ કરમાઇ જઇ પોતાની માતુશ્રી ડાળીઓના ઉપર આધાર રાખી કરમાએલા મુખથી પડી રહેલી આપણી દ્રષ્ટીએ પડે છે આવા મધ્યાનકાળના સમયે એક અબધુત જોગી સાવજની સાથે ગેલ કરતો હતો. સાવજ અબધુત જોગીના મુખને ચાટતો મુખ ઉપર પોતાની લાંબી જીવ્હાથી જોગીના મુખને સાફ કરતો હોય એમ આપણી નજરે દેખાયતુ. જોગીની લાંબી જટામાં પંજો નાંખી પોતાના પંજાની કાંસકી બનાવી જોગીના ભેગા થઇ ગએલા કેશ લાપને છુટા કરતો હોય, એમ દેખાતું, ટુંકમાં વીકરાળ પ્રાણ જોગીની સાથે ગમત કરતો હતો. જોગીના મોટા ચક્ષુઓના ખુણા પાસે બેઠેલા સાવજની લાલચોળ

જીવ્યા જેવા દેખાતા હતા. પોતાના યોગબળથી ભયંકર વાઘને પોતાના કાબુમાં રાખતો હતો. શસ્ત્ર વિના ભયંકર સાવજ જોગીના હુકમને માન આપતો હતો. એટલામાં યોગીને કંઇ વિચાર થઇ આવવાથી હસ્તના ઇસારાથી સાવજને જમીન ઉપર બેસવાનું કહેતાંજ વાઘ જમીન ઉપર બેસી ગયો. બેસતાંની સાથે લાંબો થઇ ઘસઘસાટ ઊંઘવા લાગ્યો. કુદરતે વાઘને આળસુ બનાવ્યો છે. તો પછી પુછવાનુ શું. બેસતાંની સાથે લાંબો થઇ નીદ્રાધીન થઇ ગયો. સાવજના બોલતાં નસકોરામાંથી ( ૐ ) ૐ "નો ધ્વની નીકળતો હતો.

સાવજ નિદ્રાધીન થયો કે તરત યોગીના મગજની અંદર વિચારોએ પોતાનું સ્થાન લીધું. સાવજના નિદ્રાધીનથી વિચારો નીકર થવાથી એક પછી એક એમ ઉપરા ઉપરી જોગીના મગજની અંદર ભરાવા લાગ્યા. અવધુત જોગીના મગજને ઢંઢેરી તૈયાર કર્યું ઉદ્‌ગારો રૂપે બહાર નીકવાની ફરજ પાડવાથી અનુક્રમ પ્રમાણે ભરાએલા વિચાને એક પછી એક એમ પલાયન કરવા સારૂ યોગી બોલી ઉઠયો.

ખુદાની ખુદાઇમાં ખુદાની રહી ખરી બરકત,
ખુદાની ખુદાઇમાં નથી પાપી તણી હરકત.
ખુદાના ખુદ ખાનામાં ખુદા પ્રથમ વસેલો છે,
ખુદાની મસ્તયારીમાં ખરો ધર્મી ફસેલો છે.

"અહાહા! પ્રભુ ધર્મે જય અને પાપે ક્ષય છે. જે છે તે સર્વે તારામાં છે. તારા મસ્ત મસ્તાનોની મસ્તી તારી પ્રભુતાઇમાં પ્રીય લાગે છે. તારા મસ્તાનો દુનીઆનો ખ્યાલ કર્યા સિવાય તારા નામ ઉપર ધુન મચાવે છે. તારા નામ ઉપર ઘુઘરા બાંધી નાચે છે. તારા નામ ઉપર પોતાના પેટનું ગુજરાન કરે છે. તારા નામથી

ભીક્ષા માગી ખાય છે. તારા નામથીજ સ્વર્ગ મળે છે. તારા પ્રીય નામથી સુખો મળે છે. તારા નામથી દુઃખો ટળે છે. દુઃખને સુખ ટાળનાર તું છે. મનુષ્યોને ભમાવનાર તું છે. પ્રભુ તારી કળા ન્યારી છે. મયુરની કળાથી ઢેલ પોતાનું કાર્ય છે. પ્રેમ બીંદુઓને ગર્ભ સ્થાનની અંદર રાખી ગર્ભવંતી થાય છે. પક્ષી જેવા પ્રાણીઓ પોતાના માલીકના પ્રેમ બીંદુને લેવા ભાગ્યશાળી થાય છે. પણ તારી કળાથી પડેલા પ્રેમ બીંદુ દુનીઆ રૂપી ઢેલ લઇ શકતી નથી. તેના માલીકના મસ્ત મસ્તાનાંમાં પડી દિવાની થતી નથી. પણ દુનીઆની જાળ રૂપી પીંછાં ઉપરજ મોહીત થઇ જાય છે. મયુરના પીછાં વીખરાઇ જઇ ખરાબ રસ્તા ઉપર પડે છે. તેમ દુનીઆની જાળ રૂપી પીછાં ખરી છોકરા ઉપર મોહીત થાય છે. ખરા માલીકો ભુલી જઈ જાળમાં મસ્તાન થાય છે. અને તેથી મનુષ્યો ખરાબ રસ્તે જાય છે.

સ્વાર્થી લાલચોને, વીષય વાસનાને વળગી રહેવાથીજ અધોગતી થાય છે. સોપારીનું જતન કરનાર ઉપરની છાલ હોય છે. જ્યાં સુધી ઉપરની છાલ હશે ત્યાં સુધી સોપારીને બીલકુલ ઇજા આવતી નથી. પણ જ્યારે છાલ ઉતરી જાય છે. ત્યારે સોપારીની પુરી કમબખ્તી થાય છે. તેમ મનુષ્યનું રક્ષણ કરનાર ધર્મ છે. જ્યાં સુધી અંતઃકરણની અંદર ધર્મ છે. નીતિ છે. ત્યાં સુધી આપણા તનનું મનનું રક્ષણ થાય છે. અને ધર્મ પલાયન થતાં સર્વસ્વનો નાશ થઇ અધર્મ વીહીન મનુષ્યનો દેહ નર્કકુંડમાં પડે છે. પરોપકાર દુનીઆની અંદર મનુષ્યના ઢાલ છે. પરોપકાર તેજ ખરૂં કાર્ય છે. અને તેવા કાર્ય કરનાર પુરૂષનેજ સ્વર્ગ મળે છે. અને સ્વાર્થ, અધર્મી, અનીતિ વાન મનુષ્યોની નસીબ અંદર નર્ક છે.

ધનવાન, શ્રીમંત, રાજા મહારાજા થઇ ઘોડા ગાડી હસ્તીના વાહન ઉપર બેસી સુખેથી ફરે છે. સુંદરીઓના શણગાર લાવવામાં કુળ સમજે છે. સ્ત્રીના પરીધાન કરેલાં વસ્ત્રો જોઇ ખુશી થાય છે. કાળા ધોળા કરી ગરીબ જનોની ગરદન ઉપર છરી ફેરવવામાં આનંદ માને છે. દીકરીઓના દોકડા લઇ તાગડધીંનાં કરે છે. પરોપકારને એક બાજુ મુકી ગરીબોને સતાવવામાં આનંદ પામે છે, પણ અધર્મથી ભરેલા ભંડારો જમા કરેલી લક્ષ્મી સદાકાળ રહેવાની નથી. નીદ્રાધીન થયા પછી સ્વપ્નાની અંદર જોએલા ધન ભંડારો કંઈ અર્થમાં આવતા નથી. તેમ અધર્મથી ભરેલા ભંડારો કામમાં આવતા નથી.

"કરી કાળાં અને ધોળાં ઉડાવી મોજ દુનીઆની.
ભરી ભંડાર કરી લક્ષ્મી સદા શું એમ રહેવાની.
ભંડાર ભરેલા ખાલી થશે અચળ લક્ષ્મી ન રહેવાની.
કરેલા પાપ કર્મોથી યમદુત ઉડાવી દેજ ગેચેની. ખત્રી

જમાનામાં સુખી થનાર શેઠીઆઓ તમારા સ્વપ્ન જેવા સુખમાં કંઇ પણ સમજ પડતી નથી તમારી હૃદય ચક્ષુઓને બંધ કરી સ્વાર્થી લાલચોને વળગી રહેવાથી કંઇ પણ સાર કાઢવાના નથી. સુખમાં રહેલા શેઠીઓ જ્યારે યમદુતોનો માર પડશે તે વખતે તમારી બેચેની પલાયન થઇ જશે. ત્યારે તમારા પાપ કર્મોને પસ્તાવો થશે. માટે સમજો અને તમારા ધનના ભંડારોનો ઉપયોગ પરોકાર માર્ગે કરો. પૈસા પાસે થવાથી આબરૂદાર, શ્રીમુખ થવાતું નથી. પણ

ધર્મ નેમ અને પુજા કરવાથી શ્રીમુખ થવાય છે. પૈસા વાળા થઇ પરમાર્થના નામે એક પાઇ સરખી વાવરી નથી. તે ધનવાન છતાં નીર્ધન સમજવા

"માળા લઈ ધર્મીષ્ટ થયો. પણ ધર્મને જોયો નહિ.
મણકા ફેરવી શું કરે જેના અંતઃકરણમાં પ્રભુ નહિ.
ધર્મ શું જાણે તે બાપડો માળા લઇને શું કરે.
જેના હૃદયમાં દયા નહિ તે કૃપાળુ થઈ શું કરે.

હાથમાં માળા પેટમાં લાળા. હોવાથી ધર્મીષ્ટ થતો નથી. તેમ જેના અંતઃકરણની પ્રભુનું નામ નથી તે પ્રભુની પ્રભુતાઇને શું સમજવાનો હતો. જેના અંતઃકરણ શુધ્ધ છે. પવિત્ર છે. તેનાજ અંતઃકરણની અંદર મહાન પ્રભુનો વાસ હોય છે. અને મલીન અંતઃકરણવાળા મનુષ્યોનો નાશજ છે.

શું ! અજબ જાદુથી ફેરવનાર જમાનો આવ્યો છે. સ્વાર્થ રૂપી મંત્રથી પોતાનું કામ ફતેહ કરે છે. લુચ્ચા સ્વાર્થ અંધ મનુષ્યો સ્વપ્ન વત સુખની ખાતર ભયંકર કાળની પરવા રાખ્યા સીવાય અઘોર કૃત્ય કરીરૌરો નર્કના અધીકારી થાયછે. તન મનની અને ધનનીખરાબી કરે છે. કયાં આ કળયુગ અને કયાં સતયુગસત યુગની અંદર સતી સાધવી સ્રીઓ દેવતાઓને પણ ધુજાવી દેતી. દેવોની પત્નીઓને પણ પુત્રવધુ કરીને રાખતી. દેવોને પુત્ર બનાવી પોતાના અંકુમાં મુકતી ભાગ્યશાળી થતી ધર્મીષ્ટ પુરૂષો ઇંદ્રના ઇંદ્રાસનને ડોલાવી મુકતા જમીન અને આકાશને પકડવાનું સાધન ધર્મીષ્ટ પુરૂષ હસ્તમાં આવ્યું હોયતો બંનેને ભેળા કરવા શક્તિવાન થતા. વીષયથી પ્રજા સંપાદન કરવાને બીલકુલ સમજતા નહિ. પણ ધર્મથી

ધર્મીષ્ટ પુત્રો ઉત્પન્ન કરતા પોતાના પવિત્ર ધર્મના મંત્રથી દાનવ, અગ્ની, અધર્મીનો નાશ કરતા. તે જમાનો કયાં? પણ હાલ આ કળીયુગની અંદર અધર્મીઓનો વાસ થયો છે. અને અધર્મથી પુત્ર સંપતિ, ધન સંપતિ, આબરૂથી હેરાન થાય છે. વીષય વાસના રૂપી અગ્નીમાં બળ્યા કરે છે. છતાં અધર્મને લીધે નર અથવા નારી બંને પક્ષને પુત્રદાન મળતું નથી. તનની ખરાબી કરે છે. ધર્મીઓને જોઇ છાતી અને હૈયા કુટે છે. ધર્મીષ્ટનો નાસ કરવાને મથે છે. પણ ધર્મથી મહાન પ્રભુ સહાય થઇ અધર્મીનો નાસ કરે છે. લુચ્ચા અને લબાડ, વ્યભિચારી જનો ધર્મીઓની નીંદા કરે છે. અને ધર્મીષ્ટના પાપો ધોઈ નર્કકુંડમા પડે છે. અને ધર્મીષ્ટ દ્રષ્ટીએ પડવાથી હૈયા અને પેટકુટી ખરાબ થાય છે.

જમાનો અતી સ્વાર્થી થયો લુચ્ચા મનુષ્યો આથડે
પાપીઓ જોઇ ધર્મીષ્ટને હાય મારી રડતા ફરે
હાય મારે હૈયુ કુટે કેશઆપ તોડયાથી શું થાય છે.
ધર્મીષ્ટ જનોની નીંદા કરે તેનું જડામુળથી જાય છે.

હાય! ચાલુ જમાનાએ કેર વર્તાવી મુકયો. ધર્મની જે લહેરો અંતઃકરણની અંદર હતી તે પલાયન થઇ ગઇ. સતી સન્નારીઓનો નાશ થઈ ગયો વ્યભીચારી દુષ્ટ કુલટાઓ આ ચાલુ જમાનાની અંદર પવિત્રતાનો ડોળ ઘાલી શંખણીઓ પોતાના શીયળનો ભંગ કરી પતિવ્રતા કરે છે. સતી દેવીઓ પોતાના શીયળને પ્રાણથી પ્યારૂ ગણતી તે હાલના જમાનાની સ્ત્રીઓ શીયળનો ગેર ઉપયોગ કરી શીતળ બનાવે છે. મણી રૂપ શીયળને કાચની ઉપમા અપાવેછે. શીયળ તેજ

સ્ત્રીઓનો શણુગાર હતો. તેમ સતી દેવીઓ સમજતી પણ ચાલુ જમાનાને વળગી રહેનારી સ્ત્રીઓ શીયળને પગ તળે દાબી દઇ ધુળમાં મીલાવી દે છે. સીંહ સમાન શીયળને કાયળ સમાન બનાવે છે. તેવી સ્ત્રીઓને હજાર વાર ધિક્કાર છે. અને પોતાના શીયળને પ્રાણુથી પ્યારૂં ગણુનાર સતી દેવીઓને ધન્ય છે.

સતયુગના વખતના પવિત્ર સંનાસીઓ પણ ક્યાં છે. હાલમાં દુનીઆને ઠગી ખાનાર, વીશ્વાને ચેલીઓ બનાવનાર, દુધ સાકર વિગેરે સ્વાદીષ્ટ પદાર્થો ખાઇ અકડધજ થનાર શયતાનો રહી ગયા છે. હાય.

"સતી ગઇ સંન્યાસી ગયા, ગયા ધર્મીષ્ટ રાજીયા,
રહી ગઇ શંખણીઓ ધર્મીષ્ટના ગવાયાં છાજીયાં.
પતિવ્રતાનો ડોળ કરી, વ્યભિચાર કરી નીર્ભય ફરે,
જમાનો શું આવ્યો કુડો પ્રભુથી પણ કોણ ડરે.

લાંબા ગાજરીયાં ટીલાં ખેંચી, શુદ્ધ થયા વિનાનું તીલક કરી સતી કહેવરાવવા માટે પહેરેલા કંકણ ઉપર તીલક કરાવે છે. હાય! શું! જમાનાની ચતુરાઇ. કાગડો ઘણો ચતુર હોય છે. પણ છેવટે વીષ્ટા ઉપર જઇનેજ બેસે છે. તેમ ખોટો ડોળ કરનાર સ્ત્રીઓ ચતુરાઇ કરે છે. છતાં છેવટે અધર્મનું પગલું ભરવાને તૈયાર થાય છે. હર હર શંકર સહાય થા.

આ પ્રમાણે અવધુત જોગી ઉભો રહી પોતાના ઉદગારો કાઢી રહ્યો છે. એટલામાં એક ભયંકર અવાજ થતાં શણણુણુ કરતી ગોળી જોગીના કાન આગળ થઇને ચાલી ગઇ અવાજ થતાંની સાથે પાસે

સુતેલો ભયંકર વાઘ એકદમ જાગી ઉઠયો જોગી સાવધ થયો કે વાઘ અબધુત જોગીને પોતાના મુખથી ઉપાડી અદ્રશ્ય થઇ ગયો પછી એક તરૂણ પુરૂષને ત્યાં આવી ઉભો રહયો. તેના મુખમાંથી "હાય! કમબખ્ત નસીબની અંદર સતસંગ નથી તે નથીજ" એટલાજ ઉદગારો કાઢી શાંન્ત થઇ ઉભો રહયો. એટલામાં આઠ દશ માણસનો કાફલો પોતાની તરફ આવતો જોઈ છેટેથી તેઓની મુખ મુદ્રા ભયંકર દેખાતી જોઇ "શું! નસીબ જોગીના બદલે ભોગીઓનો ભેટો થયો." આવનાર તરૂણ પુરૂષે નીરાશાના ઉદગારો કાઢતાની સાથે બે શુધ્ધ થઈ જમીન પર પડયો. કે આઠ માણસોનું ટોળું આવીને ઉભું રહ્યું. જે જગોએ જોગીને જોયો હતો તે જગોએ બે શુદ્ધ થએલો જોઇ મહેનત બરબાદ ગઈ કહેતાંની સાથે ત્યાંજ બેસીને નીશ્રાંત લેવા લાગ્યા.

---

# પ્રકરણ ૧૮ મું.

## વ્હાલા ! શોકસાગરમાં ડુબશો નહિ.





મધ્ય રાત્રીનો સમય છે. ચંદ્ર આકાશ ઉપર ભટક્યા કરે છે. પ્રીય કુમદીને પ્રફુલ્લીત કરતો લંછનવાળો ચંદ્ર પુર દમામથી ફરતો હતો. આકાશ સ્વચ્છ દેખાતું હતું. તારાઓ ચંદ્રના તેજથી ફીક્કા પડી ગએલા છે. સ્વતંત્ર શાંન્તીનું સામ્રાજ્ય છવાઇ ગયું છે. મનુષ્યો નીદ્રાધીન થએલા છે. નાના બચ્ચાઓનો રડવાનો અવાજ કર્ણેંદ્રીની અંદર સંભળાય નવવધુંઓ પતિના પ્રેમ પાસમાં પડેલી છે. તેવા સુખ સમયની છે સાથીયણ રાત્રી પ્રાણીને સુખ આપતી ચાલી જતી જણાય છે. પણ પથારીની અંદર પડેલા રતિલાલને બીલકુલ સુખ મળતું નથી. રતિલાલના સુખનો સમય સંતાઈ ગયો હતો. રતિલાલથી રિસાઇ પલાયન થઇ ગયો હતો. મધ્ય રાત્રી વીતીત થએલી છતાં રતિલાલના ઉપર નીંદ્રા દેવીની અવકૃપાને લીધે મણીના પ્રેમના લીધે નીંદ્રા આવતી ન હતી રતિલાલ આમતેમ પાસાં બદલતો પુનઃ ચીતોપાટ થઇ પથારીમાં પડયો પડયો વિચાર કરતો હતો. કંઇ નિર્ણય વિચાર આવવાથી નીચે પ્રમાણે પુનઃ ઉદ્દગારો કાઢ્યા.

"દયા છે તો નકાં પ્રીતિ ? ન કંઇ તો શું ન ઇન્સાફે
"અરેરે ! કુદ માયાળુ ! મને ઇનસાફ દીલ દે ? કલાપી.

"મણી! તમારા દીલની અંદર દયા, પ્રીતી સ્નેહ સાગરો ભરેલાં છે. છતાં તૃષાથી પીડાતા પંખીને તમારા ભરેલા સાગરોના અંદરથી એક પણ બીંદુ પીવાનું મળતું નથી. તમારી પાસે પ્રેમ રૂપી દરિઓ અંતઃકરણની બહાર નીકળી ઉપર થઇને ચાલ્યો જાય છે. પણ તમારો પ્રેમરૂપી દરિઆનું શુદ્ધ જળ ખારૂં લાગે છે. કાંકરા અને રેતથી ભરેલો પ્રેમરૂપી દરિઓ શુદ્ધ છતાં મલીન દેખાય છે. મલીન જળને સાફ ચોકખું કરવાને માટે તમારૂં મચ્છરૂપી મન પવિત્ર હશે. પણ તેનામાં ખરા રૂપમાં લાવવાની શક્તિ નથી. ભયંકર મગરચ્છો તમારા નાજુક મન રૂપી મચ્છને ખાઇ જતા હશે. મીઠા પાણીની અંદર રહેલું મચ્છ ખારા પાણીમાં જવાને માટે મનાઇ કરતું હશે. પણ તમારા અંતઃકરણની અંદરથી મારો પ્રેમ વીસરી જશે તે વખતે તમારૂં મચ્છ પોતાનો પ્રાણ બચાવવાને માટે ખારા પાણીથી ભરેલા સમુદ્રની અંદર કુદી પડશે. મને તમારા પ્રત્યે કંઇ શંકા અને વ્હેમ મારી સામે ડોકીયાં કરી રહ્યું છે. માટે મને તમારૂં દીલ અથવા ઇન્સાફ તમને જે વ્યાજબી લાગે તે દઇ દો. તમારા ઉપર મારો કોઇ પણ પ્રકારનો હક નથી. છતાં તમારા પ્રેમે તમારી મહોબતથી કતલ થાઉં છું. તેનો મને અદલ ઇન્સાફ આપ, અને તારા દુઃખી પ્રાણના ઉપર ફજલ કર.

"ન છે કંઇ વસ્લનો દાવો! કતલ કર એ મને લ્હાવો!
"અદલ કર યા ફજલ કરતું, કંઈ તો ફેંસલો દેજો! કલાપી

"મણી તારા પ્રેમ રૂપી ખંજરથી મને કતલ કર, પણ મને તારી મહોબતનો ફેંસલો આપ, મણી! મને અદલ ઇન્સાફ આપ" રતિલાલે દિવાના માફક જોરથી બુમ મારી એટલામાં. ઇન્સાફનો

આપનાર પ્રભુ શક્તિવાન છે" અંતરીક્ષથી પ્રત્યુતર મળતાંજ રતિલાલનું મગજ ભ્રમિત થઇ ગયું. અને વિચારો શાંભળતાંની સાથે બોલી ઊઠ્યો...

"પ્રભુ આપશે. પણ મણી તરફથી મને અદલ ઇન્સાફ મળવા નો નથી. ખેર મણી! આ દુનીઆની અંદર મને તું ભલે અદલ ઇન્સાફ માગીશ. પ્રેમનો બદલો તારાથી લઇશ. પણ તારાથી બીલકુલ ઠગાઇશ નહિ. અહીઆં તારી ઠગાઇથી હું કેટલો દુઃખી થાઉંછું. તેની તને ખબર છતાં મારી પરવા કરતી નથી. પણ ઠીક છે મણી તારી એ વફાઇના બદલામાં તને મારી કરીને રાખીશ. તારૂં દીલ મને ચ્હાય છે તારો મારા ઉપર પ્રેમ છે કે નહિ. તેની મને શી ખાત્રી. તારી છાતીની અંદર, તારા હૃદયની અંદર તેં મારો વાસ કર્યો છે કે નહિ તે હું શી રીતે જાણું. તારા છુપાવેલા અંતઃકરણની અંદર શું છે. તે હું શી રીતે જાણી શકું. પણ મણી યાદ રાખ જ્યાં સુધી મારી પ્રેમ રૂપી છરી તેજોમય છે. તેની ધાર બારીક પાણી વાળી છે. તેથી તેનાથી તારાં છાતીના પડદા ચીરીને તારા અંતઃકરણની અંદર શું છે. તે જોઇશ. ત્યારેજ આ રતિલાલ શાંન્ત થવાનો.

પાછા વિચારો બદલાયાથી પુનઃ બોલવા લાગ્યો.

"સ્નેહીઓ દર્દની અંદર દર્દીને જોવા આવે છે. પોતાની અકુલનો ઉપયોગ કરી ઔષધીઓ બતાવે છે. ડાક્ટર અને હકીમો ઝેર જેવી દવાઓ ખવાડી દર્દને કમી કરવાના ઉપાયો કરે છે. પણ ખરા દર્દની ખરી દવા આપ્યા સિવાય દર્દીને આરામ થતો નથી. માનસીકદર્દથી – થએલ દર્દીને શરીર શક્તિની ઔષધી આપવાથી

શું આરામ થવાનો હતો. નાગને મામો કહી દૂધ પાવાથી શું મળવાનું હતું? કંઈ નહિ. તે સર્વ નકામો પરિશ્રમ છે, પણ ખરી મ્હેનત સફળ કરવા માટે ખરા દર્દના ઉપર ખરી દવા આપવાથી સફળ થાય છે.

શું! આ મારો જ્વર શરીરનો છે. મને આવોકે વ્યાધી નથી પણ પ્રેમની ઉપાધીનો છે. તેની આષધી મને ડોકટર હકીમો શું આપવાના હતા. મારો હકીમ ખુદ મણી છે. તેજ મારી ઓષધી છે. અને તેજ મારા દર્દમાં ઘટાડો કરનારી બુટી છે. અને તેજ બુટીના લીધે આજે હું આટલો બોલવા પામ્યો છું. મારી પ્રેમની મુર્તીના પાડેલા અશ્રુબીંદુથી મારામાં આટલી શક્તિ આવી છે. અને તેનાજ લીધે આટલો હું સુખી છું. મણી! ખ્યાલ કર: દર્દનું મુળ કારણ તું છે. તારાથીજ આજ બે માસથી દુઃખી થાઉં છું. પણ ફીકર નહિ.

જ્યાં સુધી પ્રેમ છે. જ્યાં સુધી આ રતિના દેહની અંદર પ્રાણ છે. ત્યાં સુધી મારા દર્દને હું ગણીશ નહિ. મારો પ્રાણ જતાં હું તને ભુલીશ નહિ. મારૂં હ્રદય પ્રેમી દરદથી રાજી છે. તો પછી તને દોષ દઈ ગુન્હેગાર બનાવવાની શી જરૂર છે.

' હ્રદયનો વૈદ્ય મારો તું! હ્રદય રાજી દરદ તો શું?
મને આ તાવ સારો છે! મધુરી હુંફવાળો છે! "—કલાપી

મારા પ્રીય દરદ હું તને કદાપી કાળે ભુલીશ નહિ. તું છે ત્યાં સુધી મણી છે, અને ત્યાં સુધી પ્રેમ છે. તારા ગયા પછી મારૂં હ્રદય ખાલી ખોખું રહી જવાનું.

પાછા વિચારો બદલાયા.

" ભટકતા દીલ, બાવરો થઈ ફરીશ નહિ. એકદર તારી કદર તારા હસ્તથી ગુમાવીશ નહિ. શાન્ત થા. જેના દીલની અંદર દયા અને પ્રીતી બંનેનું સમેલન થાય છે. ત્યારે એક બીજાના સુખે સુખી અને દુઃખે દુઃખી થાય છે. પણ જેના અંતઃકરણની અંદર બેમાંનું એકે હોતું નથી તેનો આત્મા તેનું અંતઃકરણ મળતું નથી. પત્થરના ગાંગડા પાણીની અંદર નાંખો પણ તેની બીલકુલ અસર થતી નથી. તેમ પ્રેમહીન મનુષ્યોને પ્રેમ આપવાથી શું થવાનું છે. નકામી તનની, મનની અને ધનની ખરાબી થાય છે. રડવાથી શું થાય છે. પ્રણયી પ્રેમની ખાતર રડી રખડી કમોતે મરે છે. પણ તેની કદર પ્રેમહીન મનુષ્યોને થતી નથી. રડી રડીને પોતાના રૂધીર અને માંસને પાણીની સાથે ભેળવી પાણી બનાવી દે છે. પણ તેની દરકાર પ્રેમહીન, દયાહીન મનુષ્યો કરતા નથી તો પછી રડવાથી શું થાય છે. રડવાથી કોણ સાંભળે છે. અને મારા મૃત્યુ થકી મણીને કશું પણ વાગવાનું નથી. મણી ! તારી બેવફાઈ નીશાની તારા વિચારરૂપી પવને ફરકાવી મુક્યાં છે. તારી બેવફાઇના ડંકા મારા અંતઃકરણની અંદર વાગી રહ્યા છે. તારા વિચારો તંબુ અને ડેરા ખેંચી હસ્તમાં રણશીંગાં લઇ મારાં અંતઃકરણને સંગ્રામ બનાવી તારા પ્રેમને કાઢવા માટે યુધ્ધ કરી રહ્યા છે. તારી અજય્ય જીત. ગજય્ય વિજય્ય મારા ઉપર થયો છે. અને તેથી હું નાહિંમત મારા હથીઆરો તને સોંપી તારો દાસ થયો છું.

આ પ્રમાણે ઉદગારો કાઢી શાંન્ત થયો. પણ પાછા તેના વિચાર બદલાવવાથી પુનઃ બોલવા લાગ્યો.

"મણી ! આંગ વિના ડાંગ કોઇને વાગતી નથી. અને તેથી હું

દુખના દરીઆમાં ડુબી ગયો છું. તારા પ્રેમ રૂપી મચ્છ બહાર કાઢવાને બદલે દૂરનો દૂર લઈ જાય છે. ખડકની સાથે અથડાવી ધીરે ધીરે પ્રાણ લેવા તત્પર થયો છે. રૂધીર માંસને ભક્ષ કરી બસ હાડ પીંજરને કિનારા ઉપર રૂખડતું રઝળતું કરશે. મણી મારો તારા ઉપર કેવો પ્રેમ છે. તે તું જોઇને ગએલી છે, પણ તારો મારા કેવો પ્રેમ છે. તે હું જાણી કે જોઇ શકતો નથી. અને તે સંબંધી મારે તને કહેવાનો તેમજ ખ્યાલ કરવાની કંઇ પણ જરૂર નથી. ભલે તારા ઉપરના પ્રેમથી હું દુઃખી થાઉં છું. છતાં હું તને કહું છું કે તારી ખુશીમાં આવે ત્યાં ચાલી જા. મારે તારા દગાબાજ પ્રેમની જરૂર નથી. તેમજ તારી પાછળ પડવાની પણ જરૂર નથી. મણી! જુઓ જુઠા પ્રેમની દેનાર મણી જાઓ હું કદાપી કાળે તમારી

"સુખે જાતું, વ્હાલી! તુજ દીલ તને જ્યાં લઇ જતું.
બહું વ્હાલે તેને જીગર તુજ તેમાં ઠરી શક્યું.!
નહિ આવું આડે, અહિત તુજ ઇચ્છું નવ કદી
નડે આ દુર્ભાગી પ્રીતિ તુજ પ્રીતિને કદી નહી." કલાપી,

"મણી જાઓ તમારા ચ્હાનારા તમારા ખરા સ્નેહીના ખરા પ્રેમી થાઓ પણ દગો કરશો નહિ, એકનું દીલ ચોરી લઈ બે હાલ કર્યો છે. તેમ બીજાના દીલને લઇ ખરાબ કરશો નહિ. મીઠી સ્વાર્થી પ્રપંચી વાતોથી ઠગશો નહિ. તમારા દીલમાં મારો ખ્યાલ થાય તો તમારા અંતઃકરણને મારા તરફ વાળસો નહિ. તમારા પીંજરમાંથી તમારા પ્રેમ રૂપી પંખીને બહાર કાઢી મારી તરફ મોકલશો નહિ. નેહનો સંદેશો કહાવશો નહિ. જીગરના ઝાંઝરીઆં પહેરાવી તમારા

અંતઃકરણને લલચાવશો નહિ, પણ જેને ચ્હાઓ તેને ચ્હાઇને રહેજો મારી તમને રજા છે. હું તમને તમારા સ્નેહને નડીશ નહિ. અને કદાપી મારી દુર્ભાગી પ્રીતિ તમને નડશે. પણ તેને બીલકુલ તમારા અંતઃકરણની અંદર વાસ આપશો નહિ. હું મારી પ્રીતીને ખાસ તમારા પ્રેમીને નડવાને માટે મનાઇ કરીશ માટે જાઓ મણી મારા તમને છેલ્લા પ્રણામ છે.' પાછા તેના વિચારો બદલાયાથી પુનઃ બોલી ઉઠયો.

'મણી મારો પ્રેમ તારા અંતઃકરણમાં હશે. પણ આ ભવની અંદર હું તને અને તું મને મળવાની નથી. વૈરી વીધાતાના લેખ આ ભવની અંદર મારા તેમજ તારા નસીબની અંદર લખાએલા નથી. વૈરી વીધાતા આપણને બીલકુલ યાદ કર્યા નથી પણ હશે. તેની કંઇ ચિન્તા નથી. પણ વીધાતાના દુસ્મન થએલા હસ્તને કલમ કરવાને મહાન પ્રભુ તૈયાર થાય છે. આ ભવની અંદર ભલે મને મણી નહિ મળે તેની મને બીલકુલ ફીકર નથી. પણ તેના લીધે તેના પ્રેમના લીધે હું ફરી અવતાર લઇશ. મણીના માટે હું જન્મીશ. જે થશે તે હું થઇશ. પણ મણીને લીધા સિવાય છુટકો કરવાનો નથી. મણીના પ્રેમને હું બરાબર મેળવીશ. તે નક્કી સમજવું.

પાછા તેના વિચારો બદલાવવાથી ફરી બોલી ઉઠયો.

"રૂધીરનું પાણી કરી નાંખ્યું માંસને મણીના પ્રેમથી ચિન્તાનો ભક્ષ કરાવ્યો. લાલ કસુંબા જેવું ગુલ બદન હતું. તેને બાળી સફેદ કરી દીધું. પણ મણીના બેદરકાર પ્રેમે તેની બીલકુલ કદર કરી નહિ. હાય ! હૈયું છોડવા પ્રયત્ન કરે છે. પણ અંતઃકરણ છોડતું નથી. જુઠી આશા ઉપર જીવ ભમ્યા કરે છે. તેનું કંઇ પણ કારણ મારાથી

સમજાતું નથી. હાય ! પ્રભુ, પ્રેમી જનોના આજ દીન ? થઇ ચુકયું મણી ! થઇ ચુકયું. હદ ઊપરાંતનું થઈ ચુકયું. હવે હદથી બહાર નીકળી મર્યાદા ઓળંગી પ્રેમ પીંખડું પલાયન થઇ ગયું. તારૂં પ્રેમ રૂપી પંખીડું તારા હસ્તમાં ન હતું. તો પછી તારા અંતઃકરણ રૂપી પીંજરની અંદરથી બહાર કાઢવાની શી જરૂર હતી. અફસોસ! મણી ! અફસોસ. તારા પ્રેમરૂપી પંખીને મારી પાસે આવતાં તેં તેને મનાઇ હુકમ કેમ ન ફરમાવ્યો. તેનું અપમાન કેમ ન કર્યું. છતાં તારા પંખીને મારી પાસે મોકલવાની જરૂર હતી. તો પછી તું માલીક થઇને કેમ ન આવી, તારી ફરજ તેં કેમ ન બજાવી. તારા પંખીને છુટું મુકતાં તેં વિચાર કેમ ન કર્યો. ખરે ! પણ તેં મોકલેલા પંખીને દગો દેવાની શી જરૂર હતી. મણી ! હજુ સુધી તારૂં મોકલેલું પંખી મને દગાથીજ ભમાવે છે. મારૂં મગજ ભ્રમીત કરે છે. મને દિવાનો બનાવી દે છે. હાય ! મણીના દગલબાજી પ્રેમ મારે તારી જરૂર નથી. જા! નીકળ! તારા દગાબાજથી હવે હું છેતરાવવાનો નથી. હું હવે કંઇ દિવાનો નથી. પણ શુદ્ધીમાં છું. મારામાં હવે તને કાઢવાની શક્તિ આવી છે. હું જેવો ગાફલ હતો તેવો હવે નથી. હું હવે હિંમતવાન છું. માટે બસ દુર જા. મણીના પ્રેમ બસ દુર જા. નીકળ મારા શુદ્ધ અંતઃકરણની અંદરથી નીકળ. તને એજ શિક્ષા "કહી રતિલાલે પોતાની છાતીની અંદર પ્રહાર કરતાંની સાથે" મણીના દગાબાજી પ્રેમ આજથી મારા અંતઃકરણની અંદરથી નીકળીને દુરજા. મણી ! તારા જુઠા પ્રેમને દુરકરનારા પ્રેમ ફાંસામાં ફસેલા પક્ષીને છુટો કર, મારે તારી જરૂર નથી. તારા બેકદર પ્રેમની પરવા નથી. ઓ પ્રેમહીન મણી તારા હીણભાગી પ્રેમની શું

આજ કદર, એ એવફાઇની ધ્વજા તું આનંદમાં આવી ખુશીથી ફરકયા કરેછે. મંદોમંત થએલી મણી તારા મદમાં તું છલકાઈ જઇશ નહિ. યાદ રાખજે તારો આજ વખત છે. તે કાલ કહેવાનો નથી. ચઢતી પડતી સૌને આવે છે. છતાં આટલું બધું "અભીમાન આ પ્રમાણે ઉદ્‌ગારો કાઢી રહયા છે. એટલામાં "વ્હાલા અભીમાન નથી પણ સન્માન' કહેતી એક બાળા બારીમાંથી આવતી રતિલાલની દ્દષ્ટીએ પડી.

એટલામાં આવનાર બાળા પુનઃ બોલવા લાગી.

"રતિલાલ ધૈર્ય ધારણ કરો. મહાન દયાળુ પ્રભુ સૌનો મદદગાર છે. આમ આકુળ વ્યાકુળ થવાથી સાહસ કર્મ થાય છે. માટે શાંન્ત થાઓ. શું! આ મારો અભીમાન છે" "નહિ પ્રણયી બાળા તમારા પ્રેમીનું સન્માન છે" રતિલાલ તરફથી પ્રત્યુતર મળતાંની સાથે મણી પુનઃ બોલી ઊઠી.

"પ્રીય! રતિલાલ ત્યારે આટલો બધો ગભરાટ કેમ ? શું તમારા પ્રત્યે મારો પ્રેમ નથી. મણીએ પુનઃ પ્રશ્ન કર્યો,

"મણી! જે મકાનની દિવાલો ડગુમગુ છે. તેવા મકાનમાં રહેવાથી માણસને કુદરતી રીતેજ ગભરાટ થાય છે. પણ તે પડતી દિવાલોનો નાશ કરવો અથવા ન કરવો તે ઇશ્વરાધીન છે. પણ દરેક મનુષ્ય માત્રને ગભરાટ થયા સિવાય રહેતો નથી. તેમ જેની પ્રેમરૂપી દીવાલો સાબીત નથી. તેવી દિવાલોનો ભરૂસો નથી. તેની અંદર ભરાએલા દીલ, અતઃકરણને ગભરાટ કેમ ન થાય. તમારા અને મારા પ્રેમનો ટકાવનાર તેમજ નાશ કરનાર મહાન પ્રભુ છે. પણ શંકાથી ભરાએલું દીલ ગમે તે બાજુએ વાળો તેથી કરીને અંતઃકરણ

ફરતું નથી. પણ હંમેશાં શંકાશીલ રહે છે. રતિલાલ મણીના પ્રશ્નને. ખુલાસો આપતાં કહ્યું.

"રતિલાલ ! ત્યારે અહિંઆં આવવાની આજ કદર' મણીએ પ્રશ્ન કર્યો.

"પ્રેમ પાસમાં સપડાવી રઝળતો કરી તમારા પ્રેમને માટે દુઃખી થનારની આ દશા રતિલાલે તેને મળતાજ પ્રશ્ન કર્યો.

"આશામાં નિરાશા, સુખને બદલે દુઃખ, આનંદને બદલે અફસોસી ખરા પ્રણયીઓને હોય. શુદ્ધ અંતઃકરણવાળા પ્રેમીઓને હજારો વીઘ્ન પડે છે. પણ વીઘ્નમાંથી બચાવી મહાન દયાળુ પ્રભુ ખરા પ્રણયીનેજ મેળવી આપે છે. વ્હાલા ! સ્નેહની તેજ દશા હોય છે. કુદરતના કર્તા મહાન પ્રભુ ખરા શુદ્ધ અંતઃકરણથી ચ્હનાર સ્નેહી તેનીજ દુર દશા કરે છે. "મણીએ રતિલાલના પ્રશ્નનો જવાબ આપ્યો.

"શું પ્રભુ કુર છે ?" રતિલાલે વ્હેમા થઇને પ્રશ્ન કર્યો.

"વ્હાલા જેણે અંતઃકરણની અંદર પ્રેમ પેદા કર્યો છે, તમારા અને મારા પ્રેમની દોરી જેણે હસ્તમાં રાખી છે. જે સુખને આપે છે. તે તેના બાળકને કુર શિક્ષા કેમ કરશે. પ્રીય ! જ્યાં સુધી મારા અને તમારા અંતઃકરણની અંદર પ્રેમ છે, ત્યાં સુધી સુખ કે દુઃખ પડવાનું જ્યાં સુધી પ્રેમની દોરી પ્રભુના હસ્તમાં છે. ત્યાં સુધી આપણો પ્રેમ અચળીત છે. અને તેમના હાથમાંથી છુટી જતાં તમે તમે તમારા સ્થળે અને હું મારા સ્થળે રહેવાનાં કોઇ કોઇને લાગતું વળગતું રહેતું નથી. અને તેજ પ્રેમથી તમારી આવી દશા થઇ છે. અને તેના લીધેજ હું અહીંઆં આવી શકી છું. આ કુર

શિક્ષા નથી. પણ સ્નેહની શિક્ષા સુખ આપનારી શિક્ષા છે. રતિલાલ આ સ્નેહથીજ સુખી થઇશું. તે નકકી સમજજો" મણીએ સર્વ ખુલાસો કર્યો.

"મણી હવે ધીરજ રહેતી નથી. હર હંમેશાં ગમીના પ્યાલાઓ પી લોહી, માંસને બાળી ખાખ કરી દીધું. ચક્ષુઓનું તેજ ઘટાડી અંધ થવા બેઠો છું. મણી તેના કરતાં ઝેરી ખંજરથી એકદમ પ્રાણ લેવો તે સારૂં છે. મણી મારા પ્રેમ રૂપી પુષ્પોને મેં ધુળમાં મીલાવી દીધા છે. મારે કોઇનો આધાર નથી. મણી, તમારો અને મારો રાહ ન્યારો છે. તમોને જે પ્યારો છે. તેજ મને ખારો છે. અમારા ઇશ્કના રસ્તા તમારા રાહથી ન્યારા છે. અમારો રાહ મજનુંનોને છે. અને ઇસ્કના પોકારો કરતો મારા પ્રાણની આહૂતી અ.પીશ રતિલાલે નિરાસા જણાવી.

"રતિલાલ મારા અંતઃકરણને ભાગશો નહિ દુઃખમાં ડુબાએલી આ દીણ ભાગી મણીને અંતઃકરણની અંદર ઝેર રેડશો નહિ મજનું રાન રાહમાં ભૂલીને ભટકતા રતિલાલ આં મણી તમારી દીનવાસી લેયલા થઇને તમારા પોકારમાં મારા ઇસ્કને પોકારો કરી રાને રાન રાન રખડી, જંગલે જંગલ ભમીને પહાડ પર્વતને ગજાવી નાંખીશ ફરહાદે જે પહાડથી શીર ફોડી મરણ પામો તે સીરીંત મરણ પામી હતી તેમ તમારી સાથે ધરી મારા દેહનો ત્યાગ કરીશ. તમોને જેટલું લાગે છે. તેથી અધીક મારા અંતઃકરની અંદર થાય છે. પણ અફસોસ! રતિલાલ ઝેરી કટારીના જખ્મો બતાવવાને મારી પાસે કશું સાધન નથી. પ્રીય મારી પાસે ખંજર નથી પરંતુ

"ખંજર મારી ચીરૂં હૃદયને હું બતાવું પલકમાં
દેખાડુ પ્રેમના ભડકા તેથી નામ થાશે ખલકમાં ખત્રી

મારી પાસે સાધન નહિં હોવાથી લાચાર છું. નહિ તો ખલકની અંદર પ્રચુતી થઇ બતાવી આપત તેમાં બીલકુલ શક નથી. મણીના ઉદ્‌ગારોએ ઘડી ભર રતિલાલના દુઃખને ઓછું કરી દીધું. કરમાઇ ગએલું મુખાર્વીંદ પ્રફુલ્લીત થઇ ગયું. પ્રેમના ઊંડા ઉમળકા અંતઃકરણની અંદર ભરાઇ આવવાથી પુનઃ બોલી ઉઠયો.

"પ્રેમની પોપટડી મનહરણી મેનાં આવો. તમારાં દર્શનથી હું આજે ભાગ્યશાળી થયો છું. બેસો ! મણી, મારી પાસે આવીને બેસો.

"રતિલાલ ! પ્રભુ જ્યારે કૃપા કરશે ત્યારે તમારી સાથે બેશીસ. અને મારા સુખ દુઃખની વાત તમને કહીશ" :કહી મણીએ ઊંડો નિઃશ્વાસ નાંખ્યો.

રતિલાલનું અંતઃકરણ શોકસાગરમાં ડુબી ગયું. પાછું પ્રફુલ્લીત મુખાર્વીંદ નીઃસ્તેજ થઇ ગયું. આશામાં નિરાશા જણાઇ. સુખને બદલે દુઃખ હર વખત ડોકીયાં કરવા લાગ્યું. રતિલાલનું અંતઃકરણ ચીરાઇ ટુકડે ટુકડા થવા લાગ્યા. છાતીએ ડચુરો બંધાઇ ગયો. જબાન ટુંકી થવા લાગી. આગળ તેનાથી બોલી શકાયું નહિ. મણી આ દેખાવ જોઇ સમજી ગઇ કે રતિલાલ મારા લીધે દુઃખી થાય છે. તેમ મણીના દીલમાં આવવાથી પુનઃ તેની પથારી પાસે જઇ

"વ્હાલા ! શોકસાગરમાં ડુબશો નહિ" ચાંદીની ઘંટડીને ઝુલાવી નાંખે છે તેવા સુકંઠથી મણીએ ટકોર મારી. અમૃતનું સીંચન થવાથી બ્રહ્માંડમાં પહોંચેલો જીવ મુકામ પર આવ્યો. ચક્ષુ ઉઘડી મણીને ઓળખીકા

તરફ બેઠેલી જોઇ. "પ્રીય! મણી આજ હું ભાગ્યશાળી થયો છું." ઉગારો નીકળતાંની સાથે "રતિનું કમભાગી થયો છે. હૃદય ચીરાઇ જાય તેવા પ્રત્યુતરથી છાતી ચીરાઇ ગઇ. અને પોતાને નિરાશ કરનાર કોણ છે. તેવા સારૂં રતિએ પોતાનું પાસું ફેરવ્યું કે પોતાની માતુશ્રીને જોઇ "માતુશ્રી તમેજ મારાં દુશ્મન છો."

"હા! રતિ એક વખત નહિ બલ્કે હજાર વખત ત્રીભોવનદાસની પુત્રી સાથે પાણી ગ્રહણ કરવાથી થઇશ" તેની માતુશ્રીએ પ્રત્યુતર આપ્યો.

"હાય! આશામાં નિરાશા" મુખોદગાર મણીના મુખમાંથી નીકળતાંજ બેશુદ્ધ થઇ જમીન ઉપર પડી ગઇ. ચંદનગૌરીના હોશકોશ ઉડી ગયા. અને મણીને શુદ્ધીમાં લાવવા માટે તેની પાસે બેસવા જાય છે. એટલામાં "વૈરી! માતુશ્રી તેં કયા ભવનું વૈર શો...ધ્યું." કહી રતિલાલ પણ ત્યાંનો ત્યાં બેશુદ્ધ થઇ પડયો.



# પ્રકરણ ૧૯ મું.

## બસ ત્યારે બેડો પાર.



પ્રભાત થતાંજ સુંદરે પથારીનો ત્યાગ કર્યો. દંત ધાવન કરી સ્નાન કરી શુદ્ધ થયો. વાંચવાનો શોખ હોવાથી પોતાની ખાનગી લાયબ્રેરીમાં જઇ આરામ ચેર ઉપર પડયો. કબાટ તરફ દ્રષ્ટી કરતાં એક પુસ્તક ઉપર તેના અંતઃકરણે આકર્ષણ કર્યું નહિ. પોતાની દ્રષ્ટી કબાટ તરફથી ખેંચી લઇ કંઇ વિચાર કરતો હોય એમ જણાવવા લાગ્યું. કંઈ વિચાર થઇ આવવાથી તેનું મન પ્રફુલ્લીત થતું હતું તે કંઇ ઓષ્ટમાંજ હસતો હતો. પુનઃ કંઇ વિચાર થઇ આવવાથી ખડખડ હસી પડયો. પાછો શાંન્ત થઇ બેસી રહ્યો. પણ ચંદન ગૌવરીના ઉદ્ગારોએ તેને સુખે બેસવા દીધો નહિ. સુંદરના મગજની અંદર "એકને બદલે બે બગડયાં" એજ ઉદ્ગારો મગજની અંદર ચક્કરની માફક ફરવા લાગ્યા. તેના મગજ ચકડોળ ઉપર ચઢાવી સુંદરના તનને અધર ટંગાવી દીધું. પોતે ઝુલાની અંદર ઝોલાં ખાતો હોય એમ જણાવવા લાગ્યું. ઘડીકમાં મણી સંબંધી તેમજ રતિલાલ, પ્રમીલા ચંદન ગૌવરીના વિચારો એકાએક રણ યોદ્ધાની માફક લડાઇની ફતેહ મેળવવાની આશાએ દઢ વિચાર કરી આવ્યા હોય. એમ સુંદરના ઉપર ફતેહ જીતના ડંકા મગજરૂપી રણ સંગ્રામમાં રણશીંગડાં ફુકી સુંદરને સાવધ કર્યો. સુંદર પોતાની નાજુક કટારરૂપી જીભ્યાથી એક પછી એક એમ વિચારરૂપી યોદ્ધા હાથ આવવાથી પુનઃ બોલી ઊઠી નાશ કરવા લાગ્યો. પુનઃ બોલી ઊઠયો. "ચંદન ગૌવરી તમારૂં સમજવું ફેર છે. તમારૂં હૃદય શંકા-શીલ છે. તમો વ્હેમી છો. તેથી તમારા મુખની અંદરથી એવા

ઉદ્ગારો નીકળ્યા છે. શું ! માણસો પ્રેમથી બગડે છે. મનુષ્યોની ખરાબી પ્રેમથીજ થાય છે ? પ્રેમથીજ રાજપાટ અને સીંહાશનો જાય છે ? નહિ, વૃદ્ધ ચંદનગૌવરી તે પ્રમાણે થતું નથી. પણ પ્રેમી જનોના સ્વગની અંદર યશોગાન ગવાઇ રહ્યું છે. આખી દુનીઆની અંદર તેમની કિર્તી વખણાઈ રહી છે. સ્વર્ગના સુખો તેજ ભોગવે છે. ઇંદ્રનું ઇંદ્રાશન ખરા પ્રેમીજનોજ લે છે. અને પ્રેમથી રાજપાટ ઇજત આબરૂ બંધાય છે; પ્રેમથીજ તન મન અને ધન મળે છે. તેનેજ તમે ખરાબ કહો છો. તો પછી જુવાન વ્યભિચારી જનો તેનો ગેરઉપયોગ કેમ નહિ કરે. ખરા શુધ્ધ પ્રેમને જ્યારે ખરાબ કહેશો. તો પછી સ્વર્ગની રંભા જેવી સ્ત્રીઓના સુખ કોણ લેશે. સ્ત્રીઓને શીયળ સાચવવાનો ઉપદેશ કોણ કરશે. સતી સાધવી સ્ત્રીઓને પતિવ્રત કોણ પળાવશે. તમારા બાળકોના માતા પીતા કોણ થશે. અને પછી તમારા બાળક કોણ થશે. જ્યારે તે પ્રમાણે થશે. ત્યારે હિંદનો ઉધ્ધાર કદાપી કાળે થવાનો નથી તે નથીજ

જ્યારે દુનીઆની અંદર પ્રેમ પલાયન થઈ જશે. ધર્મ ડુબી જશે. નીતિ નાશ પામશે. ત્યારે ઠેરો ઠેર લડાઇ, બંડ, વ્યભિચાર, વિશ્વાસ ઘાત થવાનો અને તેથી કરી દુનીઆની, દેશની અને દેશમાં રહેનાર દેશ બંધુઓની દુર્દશા થવાની.

તમારો હિંદુસ્તાન દેશ જે જાહોજલાલીઓ ભોગવતો. ઉત્તમ પ્રકારના સુખસ્વર્ગની સુંદરીઓ આ મૃત્યુ લોકની અંદર તેઓની સાથે પાણી ગ્રહણ કરી ભોગવતા જે હિંદુસ્તાન દેશના શીખરો ઊંચા આકાશ સાથે શેકહેન્ડ કરતા પ્રભુ સાથે વાતો કરતા ઇંદ્રની ઇંદ્રાણીના હસ્તથી માળો પહેરતા ને શીખરો કયાં છે ? હાય ! દેશ ! તારો

ઉદ્ધાર થવાને બદલે નાશ થઇ ગયો. તારા શીખરો જમીન દોસ્ત થઇ ગયા. કમરમાંથી ભાંગી ચરણ અને બાહુમાંથી કમજોર થઇ નિર્માલ્ય થઇ ગયાં છે. હાય! મારતા હૈયા કુટતા ઘરેઘર ભીખ માગતા, રાનેરાન રખડતા, જંગલે જંગલ ભટકતા થઇ ગયા છે.

જે હિંદુસ્તાન દેશ ઉદાર દીલથી દાન કરતો, પરોપકાર, નીતિ, ધર્મથી ભરેલો હતો. તે દેશ આજે તમારા જેવા અજ્ઞાન મનુષ્યોએ પાયમાલ કરી દીધો છે. જે હિંદુસ્તાન દેશના લાંબો હસ્ત આખા ત્રણ ખંડને મીલાવી દેવા શકિતવાન હતો. વીર પુરૂષોને ઉત્પન્ન કરનાર વીરકેસરી હતો. તેજ દેશ હાલના જમાનામાં કંગાલ, બીમારી પ્રેમહીન થઇ ભાલ કપાળ ઉપર હસ્ત મારી છાતીની અંદર પ્રહાર કરી ખામોશ થઇ, લાચાર થઇ ભીખારી થઇ રહ્યા છે. દેશના ચળકતી ચક્ષુઓ જોતાં, લાંબા દંતશળ જોતાં બળવાનની હાંજાં ગગડી જતાં, તેજ દેશ વૃદ્ધ છબાન નપુસક થઇ બેશી રહ્યો છે. તે શું! જમાનાનો પ્રતાપ કે માણસોનો પ્રતાપ. (પાછા વિચારો બદલાય)

"જમાનાને દોષ દેનાર કેવળ મુર્ખ છે. અજ્ઞાન છે. હૃદય ચક્ષુથી અંધ છે. તે શિવાય જમાનાને દોષ દેજ નહિ. કાળા માથાનું માણુસ શું નથી કરી શકતું. ધારેતો સ્થળનું જળ, જળને ઠેકાણે સ્થળ, રાજમહાલયને બદલે સ્મશાન કરવા તૈયાર છે. શું! મનુષ્યો કંઇ નથી કરી શકતાંનું કહે છે. પોતાનું નીર્ણય કરેલું ધારેલું કાર્ય કરે છે. રામચંદ્ર એક હતા છતાં આખી લંકાનો રાજા રાવણનો નાશ કર્યો હતો. સીકંદર જેવા વીર કેશરીએ આખી દુનીઆને જેર કરી હતી. નેપોલીયન બોનાપાર્ટ આખા યુરોપખંડને ધ્રુજાવી મુકયો હતો. તો પછી તમો કેમ તે પ્રમાણે નહિ કરી શકો. પણ તમારામાં

જુસ્સો કૌવત, કયાં છે. તમારૂં બળ, તમારૂં હીર એશઆરામ અને રમત ગમતની અંદર, બાળલગ્ન, કુસંપ, વ્યભિચાર, અનીતિ, અધર્મની અંદર રવાના થઈ ગયું. તે વખતની માતુશ્રીઓ કયાં છે? બાળકોની હૃદય ચક્ષુઓ ઉઘેડનાર માતાઓ કયાં છે. જુસ્સાને અંતઃકરણની અંદર મારી દબાવીને પુરનાર સતી માતાઓ કયાં છે. દુનીઆની અંદર દ્રષ્ટી કરતાં તેવી જ્ઞાન વાળી શીયળને સાચવનારી, પતિવ્રત પાળનારી માતાઓ કંઇ પણ નજરે ચઢતી નથી. પણ હાલના જમાનાની અંદર બાળકને જન્મથીજ "બાઉ" આવ્યો કહી ડરાવી મારનાર બાળકને બળહીન. બુદ્ધિહીન અનીતિ કરનાર માતાઓ રહી ગઈ છે. દેશને પાયમાલ કરનાર માતા રહી ગઇ છે. બાળકોના નાની વયની અંદર લગ્ન કરી લ્હાવો લેનાર અને બાળકોની બુદ્ધિ ઉપર શકિત ઉપર લહાય મેલનાર માતાઓ ચાલુ જમાનાની અંદર સ્યામ મુખ લઈ ફરી રહી છે.

હાય! એ દેશની માતાઓ તમારા બાળકોને પ્રણયી બળવાન, શૂરા, પરોપકારી સંપી કયરે બનાવશો. શીવાજીની માતુશ્રીએ એ જે જુસ્સો તેના પુત્ર શિવાજીના અંતઃકરણમાં આણ્યો હતો, તેવો ધર્મનો જુસ્સો કયારે લાવશો. તમારા બાળકોને ધર્મિષ્ટ કયારે બનાવશો અફસોસ દેશની માતાઓ જ્યાંસુધી તમારાથાં પ્રેમ ધર્મના જુસ્સો પ્રીતિને પવિત્રતા નથી. ત્યાં સુધી દેશનો ઉધ્ધાર થવાનો નથી. દેશની અધોગતી કરનાર દેશ કહેવાતી એક આંખ તે સ્ત્રી છે. દેશનો પાયો સ્ત્રી છે અને દેશની આબરૂ તમારા ઝુંપડાંની અંદર છે. તો તમારાં દેશની ખાતર, તમારા બાળકોની ખાતર તમારા દેશ બંધુઓની ખાતર દેશનો ઉધ્ધાર તેના વિચારો બદલાવવાથી પુનઃ બોલી ઉઠો.

"ચંદન ગોવરી ચંદનની અંદરથી નીકળતી સુગંધી તમારા ઉદગારો બદબો મારી રહી છે. તમારા ઉદગારો સ્વાદીષ્ટ હતા, પણ હવે ઝેર સમાન થઇ ગયા છે. ચંદન સમાન હતો તે કંટક સમાન બાવળના વૃક્ષ જેવાં થયાં છે. તમો તમારા બાળકોની માતા નથી. પણ રાક્ષસી રૂપે સ્ત્રી જાતિ છો. તમારો ભાવાર્થ જે કહેવાનો હતો તે હું સમજી ગયો છું. તમારો મર્મ ભેદક અવાજ સાંભળતાં મારૂં અંતઃકરણ ચીરાઇ ગયું હતું. પણ શું કરૂં કે લાચાર હતો. તમે એમ સમજો છો કે, તમારા છોકરાં બગડે છે પણ સોનાને બીલકુલ ડાગ લાગતો નથી. અને જેટલું તાવો તેટલું કસોટી ઉપર ચઢી શુધ્ધ થાય. પણ ડાગ લાગતો નથી. અને પીતળ ગમે તેટલુ માંજો પણ સ્યામને સ્યામ રહે છે. બગડવાનું પીતળ છે. કુંદન કદાપી કાળે બગડતું નથી. ચંદન ગોવરી તમારા બાળકો પોતાના હસ્તથી બગડતા નથી પણ તમે તેને બગાડનાર છો. તમારા બાળકોની જીંદગીના બરબાદ કરનાર તમે પોતે છો. તમે વૃધ્ધ છતાં તમારામાં બીલકુલ બુધ્ધિ નથી, અને હશે તો તમોએ તેનો બીલકુલ ઉપયોગ કર્યો નથી રતિલાલ આ ઉદગારો કાઢી રહ્યો છે, તે પાછળ ઉભેલી પ્રેમીલા ખુરસીની ઓથમાં રહી સાંભળતી હતી રતિલાલના કાઢેલા પાછળના ઉદગારોએ પ્રેમીલાએ બોલવાની ફરજ પાડવાથી પુનઃ બોલી ઊઠી.

"સુંદરલાલ મારી માતુશ્રીએ અક્કલનો ઉપયોગ કર્યો નથી." પ્રેમીલા સુંદરના સામે આવી ઉભી રહી.

"બાળા તેમાં મને શું પુછો છો. તમારા અંતઃકરણને પુછી જુઓ કે તમારી માતુશ્રીએ કાઢેલા ઉદગારો વ્યાજબી હતા પ્રેમીલાના શીર પર ઢોળી પાડયું.

"મને મારૂં અંતઃકરણ એમ કહી આપે છે કે મારી માતુશ્રીના કાઢેલા ઉદ્‌ગારો વ્યાજબી હતા" માતુશ્રીનો પક્ષ ખેંચતા પ્રેમીલાએ જવાબ આપ્યો.

"તે શી રીતે મને સંભળાવવા મહેરબાની કરશો. સુંદરે ફરીથી કહ્યું.

"સુંદરલાલ તમો હજું મારી માતુશ્રી આગળ બાળક છો તે વૃધ્ધ જે કહે છે કે બરાબર છે તેણે અકલનો ઉપયોગ કર્યો છે. પણ તમારા સમજવામાં ફેર છે પ્રેમીલાએ પોતાની માતુશ્રીના વખાણ કરતા કહ્યું.

પ્રેમીલા પ્રેમીલા આથી મને એમ સમજાય છે કે તમારામાં બીલકુલ પ્રેમની અસર નથી. જે પીતાઓ પ્રેમની પરિક્ષા કરી પ્રેમ રૂપી અમૃતને પોતાના બાળકોને પાતા નથી. તે કેવળ મુર્ખ હોય છે. પ્રેમીલા ખરૂં અંતઃકરણ ખરા પ્રણયીની પાસે હોય છે. પણ પ્રેમહીન બુધ્ધિ હીનની પાસે હોતું નથી. અને તેને લીધેજ શુંધ્ધ અંતઃકરણને એબ લગાડે છે. પ્રેમીલા તમારી માતુશ્રીના ઉદ્‌ગારો તમને વ્યાજબી હશે. પણ તે હું કબુલ કરી શકતો નથી. સુંદરલાલે પોતાનો અભીપ્રાય જણાવ્યો.

સુંદરલાલ તમારા વચનનો પ્રહાર મારા અંતઃકરણની અંદર કરશો નહિ. અને તમારે માતુશ્રી સમંધી કંઇ પણ હકીકત મને કહેવી નહિ. વૃધ્ધે જે કહેવતો કહી છે. જે ઉદ્‌ગારો કાઢ્યા છે. તેજ મારે કબુલ છે.

"તો પછી અહીંઆં ઊભા રહેવાની કંઈ પણ જરૂર નથી. પ્રેમીલા ! જાઓ મારા મકાનની અંદરથી ચાલ્યા જાઓ તમારા

જેવા પ્રેમહીન મનુષ્યોની મારે જરૂર નથી. કહી સુંદર મુંહ ફેરવી ઊભો રહયો.

"સુંદરલાલ! સુંદરલાલ, શું! આ તમે વ્યાજબી કરો છો. મારી માતુશ્રીનો વિયોગ તમારા હસ્તથી કરાવો છો. આપ જ્યારે મારૂં અપમાન કરશો: તો પછી મારા દુઃખની વાત હું કોની આગળ કહીશ" પ્રેમીલાએ સ્થીતિનો ખ્યાલ કરાવતાં કહયું.

ગાયના ટોળામાં ખર, હંસના ટોળામાં કાગ, હાથીના ટોળામાં અશ્વ, અશ્વના ટોળામાં હરણ શોભતો નથી. તેમ પ્રેમી જનોના ટોળાંની અંદર પ્રેમહીન મનુષ્ય પશુ સમાન લાગે છે. તેમ તમે તમારા ટોળામાંજ શોભશો. તમારી માતુશ્રીએ જેવું વ્યાજબી કર્યું છે. તેવું હું વ્યાજબી કરૂં છું. પ્રેમીલાના જવાબને મળતો જવાબ આપ્યો.

"તેમ કરવાનું કારણ? પ્રેમીલાએ વધારે ખુલાશા માટે પ્રશ્ન કર્યો.

"બાપા! તમારી માતુશ્રી સંબંધી વાત કરવાનો મનાઇ હુકમ તમારા તરફથી થએલો હોવાથી હું કંઇ પણ કહી શકતો નથી."

સુંદરના વાકયોથી ભોળી બાળા પ્રેમીલાઓ પસ્તાવો થવા લાગ્યો હૃદય ચીરાવા લાગ્યું. પણ સુંદર ઉપરના પ્રેમે કરીને પ્રેમીલા પ્રેમી દેવી પ્રેમીલા સુંદરની પાસે જઇ સુંદરલાલ અજ્ઞાનના કાઢેલા શબ્દો ગાંઠે બાંધશો? કહી પ્રેમીલા ગદ્‌ગદ્ કંઠે થઇ ગઇ. પણ સુંદર તેનો બીલકુલ ખ્યાલ નહિ કરતાં પુનઃ બોલી ઊઠયો.

"બાળા! મને વધારે મગજ મારી કરાવશો નહિ. કારણકે આપના હુકમનેજ મેં માન આપ્યું છે. મેં કંઇ તમારૂં કે તમારી માતુશ્રીનું અપમાન કર્યું નથી. છતાં મને સતાવવાની તમારે શી જરૂર છે. કહી સુંદર શાંન્ત થઇ ઊભો રહયો.

"સુંદરલાલ ! શું ! પારેવામાં પહેલીજપુણી" કામની શરૂઆત માંજ નિરાશ પ્રેમીલાએ પુનઃ પ્રશ્ન કર્યો.

'પ્રેમીલા ! તે કરવું મને વ્યાજબી નથી. પણ તમારી માતુશ્રી નેજ કહેવું વ્યાજબી છે. કારણ કે તમારૂં અંતઃકરણ મને અને મારૂં અંતઃકરણ તમને ચ્હાય છે. તેની અંદર કંઇ વીઘ્ન પડે. અને તેમાં તમારી માતુશ્રી મદદ કરે તો તમને કેટલું દુઃખ થાય તેનો ખ્યાલ કરો. પ્રભુએ સર્વ પ્રાણી માત્રને યોગ્ય ઠેકાણે જવાની શક્તિ આપી છે. છતાં હસ્તમાં દીપક લઇ કુંપમાં પડે તો ફળ અવશ્ય ભોગવ્યા સિવાય છુટકા થાયજ નહિ. માટે તમે તમારાં કરેલાં ફળ ભોગવો...સુંદરના નિરાશા ભર્યા વાકયોથી પ્રેમીલાના અંતઃકરણની અંદર તેલ રેડાયું. કાળજું બળીને ખાખ થવા લાગ્યું. અને એકદમ 'શું ! મનેજ દગો' કહી જોરથી બુમ મારી પ્રેમીલાને ગભરાઇ ગયેલી જોઇ સુંદર પુનઃ બોલી ઉઠયો."

"મારી જીવન સંગી હું તને દગો દેવા માગતો નથી. પણ હરહંમેશાં મારી પાસે રાખવા માગું છું. પણ મારે તમને કહેવું જોઇએ કે તમોએ તમારી ભુલ પ્રથમથી કબુલ કરી હોત તો આટલું થવાનું કંઇ પણ કારણ નથી. પ્રેમની દેવી પ્રેમીલા એક વખત તમારા કોકીલા કંઠથી કહીદો કે હું તમને ચ્હાઉં છું.

"વ્હાલા સુંદર હું તમને ચ્હાઉંછું ને તમને ચ્હાઇશ." પ્રેમીલાએ પ્રત્યુતર આપ્યો.

"બસ ! ત્યારે બેડો પાર" કહેતી મણી ખુણામાંથી બહાર આવી મણીને જોતાંજ પ્રેમીલા શરમાઇ ગઇ. શરમના શેરડાએ તેને જમીન ખોતરતી કરી. પ્રેમીલા શરમાઇને ઉભેલી જોઇ "હવે શું" કરવા

શરમાઓ છો. તમારા મનના માલીક સાથે મળો. અને પ્રેમનો પડદો ખોલો" મણીએ ધીરેથી પ્રેમીલાના કાનમાં જઇને કહ્યું. પ્રેમીલાને પ્રેમની ધુન લાગી આવી. અને પુનઃ બોલી ઉઠી.

"મણી! તેમાં શું નવાઇ છે. પ્રેમીને ખરા પ્રણયી મળે ત્યારેજ પ્રેમની વાતો પ્રેમના પ્યાલા પીવાય છે. અને જ્યાં સુધી પ્રણયી મળતા નથી ત્યાં સુધી ઝેરજ મળે છે. દુનીઆ અકારી લાગે છે. સંસાર અસાર થઇ જાય છે. સુખ સામગ્રી ઉપર બીલકુલ દીલ થતું નથી. ઉત્તમ ભોજન ગમતું નથી. માત્ર પ્રણયીના પ્રેમનીજ ભુખી રહી પ્રેમના ઉપરજ સુખના સાધનો કુરબાન કરે છે. મણીબા! ખરૂં સુખ ખરા પ્રણયીઓમાંજ સમાએલું છે.

"મને શું પુછો છો. પુછો તમારા દીલને શું કહે છે. રાત્રીએ શું થયું હતું. તેનો તમને ખ્યાલતો હશે. મારે કાલા થઇને શું પુછો છો."

સુંદર આ વચને એકદમ ચમકયો. જુવાનીનો ખ્યાલ થઇ આવ્યો. તેના વિચારો બીજા તરફ દોરાયા. એટલામાં તેની માતુશ્રી આવી, બારણાની અંદર પગ મુકતાંજ "ભાભી નેં ડાહ્યા વાગ્યો" મણીએ પ્રેમીલા સામે લાંબે હસ્ત કરી કહ્યું. તે સર્વ માજીએ જોઇ લીધું. કાન્તીવાન બાળા પ્રેમીલાના મુખની કાન્તી જોતાંજ "મણી! આજ તારી ભાભી?" પ્રશ્ન કર્યો.

"હા! મારી પ્રીય માતુશ્રી આ સુંદર. [illegible] મારા ભવિષ્યની ભાભી થનાર છે [illegible] કયાં ગયા [illegible] વર! આ તો રાધાજીને મુકી વનમાં વાંસળી [illegible] હશી [illegible] શું!" મણીએ પ્રશ્ન પુરો કરતાં વધારાના શબ્દો કહ્યા.

" ધન્ય ભાગ્ય અને ધન્ય આજની ઘડી : કે મારા અભાગીને ત્યાં આવું કન્યા રત્ન પ્રાપ્ત થયું. અને તેને મારી પુત્રવધુ થએલી જોઈ વધારે સુખી થઇશ. કુમારીકા પ્રેમીલા તમારું જોડું અખંડ રાખે. અને મારો આશીર્વાદ છે કે તું અખંડ સૌભાગ્યવંત થાય."

" તથાસ્તુ " કોકીલા અવાજે પ્રેમીલાએ સાસુના ઉદગારોને માન આપ્યું.

આશીર્વાદ થઇ રહ્યા પછી મણી, પ્રેમીલા અને માણેક ત્રણે જણ રસોઇ તૈયાર હોવાથી ભોજનગૃહમાં ચાલતાં થયાં. દશ વાગવાનો સમય થવા આવેલો હોવાથી મને પણ ભુખ લાગી છે. માટે હું પણ મારા વ્હાલા વાંચક બંધુઓને થોડી સમજુત આપી ચાલ્યો જઇશ.

વ્હાલા વાંચક સુગ્ન બંધુ પ્રેમીલા તે બીજી કોઇ નહિ. પણ દવાખાનામાં સુંદરને મળી હતી તેજ પ્રેમીલા હતી અને તેને અહિંઆ આવવાનું કારણ માત્ર એજ કે મણી જે વખતે રાત્રીના સમયે રતિલાલની ખબર લેવા આવી હતી. પણ બેભાન થઇ પડેલી હોવાથી સવારે શુધ્ધી આવવાથી મણીના માતા પીતા લઇ નહિ. તેથી મુકવાને માટે આવી હતી. જ્યારથી મણીને સુંદરનો સદબોધ લાગ્યો ત્યારથી સુંદર જે મકાનમાં સુવે ત્યાં સુવા જતી. અને જ્યાં જાય ત્યાં જતી. તેથી રાત્રીના વખતે સુંદરને ભર નીંદ્રામાં મુકી રતિલાલને ત્યાં આવી હતી. સવારે જેવો સુંદર ઉઠયો તેવે મણી આવી. તેથી મર્મથીજ વાત રહી. પણ તેમાં પ્રેમીલાનું કર્મ ઉઘડી ગયું હતું. તેને એક કંકરથી બે પક્ષી મારવાનું હતું. તેથી લાલચની મારી અહીંઆં આવી હતી. ત્યારપછી શું થયું તે આપના વાંચવામાં આવ્યું છે. તેથી હું આપની પાસે રજા લઉં છું. " સાહેબજી "

# પ્રકરણ ૨૦ મું.

## સાહ્યુડા આજ તારો પ્રભુ.




લા વાંચક બંધુઓ આપણે હવે આપણી દ્રષ્ટી પેલા જંગલ ભણી ફેરવીએ બેભાન થઇ પડેલો પુરૂષ કોણ હતો. તેની પાસે વિશ્રાંતી લેવા માટે બેઠેલા સાત આઠ માણસો તે કોણ હતા તે આપણે જોઇએ.

વૃક્ષ નીચે બેભાન થએલા તરુણ પુરુષને બેભાન થએ અડધો કલાક થવા આવ્યો છે. એટલામાં તેની ચક્ષુઓ જેમ કુમુદી ખીલે તેમ ધીરે ધીરે ઉઘડવા લાગી. પુનઃ તેની ચપળ ચક્ષુઓ ઉઘડી. મુખકાન્તી પ્રફુલ્લિત જણાઈ. શુધ્ધીમાં આવવાથી તરુણ પુરુષ તપાસ કરવા લાગ્યો. એટલામાં તેની દ્રષ્ટિએ ભયંકર મુખાર્વીંદવાળા મનુષ્યોને જોતાંજ ભયભીત થઇ ગયો. જાન બચાવવાની ખાતર ભયભીત થઇ નાસવા લાગ્યો. એટવામાં બેઠેલા પુરુષે પંક્તીમાંથી એક જણે નાસતો જોઇ " બહાદુરસિંહ ! મારા બેટાનો આ તો હાલ્યો." કહી ઉભો થઇ એક લાકડાનો કકડો નિશાન તાકીને એવો માર્યો કે નાસનાર તરુણ પુરુષના ઢીચણની પાછળી બાજુએ નસો ઉપર લાગવાથી "હાય ! પ્રભુ" દુખો ઉદ્દગાર કાઢતાંજ જમીન ઉપર પછડાઇ ગયો. પડતાંની સાથે બેભાન થઇ ગયો.

વ્હાલા વાંચક બહાદુરસિંહ તે બીજો કોઇ નહિ પણ ચંડાળ બ્હારવટીઓ હતો તરુણ પુરૂષને બેભાન થએલો જોઇ તેમાંથી એક જણુ ઉઠી તેની પાસે ગયો. મુખકાન્તિ જોતાંજ આવનારનો હૃદય ઠંડો થઇ ગયો. અને " શું ! આ તે કામદેવ તો ન હોય. " એટલાજ ઉદગારો તેના મુખમાંથી નીકળતાંજ તેની પાસે રાખેલો ભાલો નિર્દોષની છાતીમાં મારવા જાય છે એટલામાં " સબુર ! ચંડાળણી, સબુર ! ' કહેતાંની સાથે એક અવધુત જોગી આવીને ઉભો રહ્યો. જોગીને જોતાંજ પાપીના પગ ધ્રુજવા લાગ્યા. આ પ્રમાણેનો દેખાવ જોઇ જોગી બોલી ઉઠયો...

" કેમ ! પાપી પરસન આ જોગીને નથી ઓળખતો કેમ ? જોગીએ ભયંકર અવાજ કર્યો. અવાજ થતાંજ પહાડ પર્વત ગાજી ઉઠયા પક્ષીઓ જાગી ઉઠયા ઉડવાની તૈયારીમાં હતા. પણ પોતાના જંગલમાં રહેનાર પવિત્ર જોગી છે જોઇ પાછા તેજ સ્થીતિમાં આવી ગયા નીર્ભય થઇ પોતાના સ્થાનમાં બેસી રહ્યા પણ બેઠેલા બ્હારવટીઆઓની અંદર ખળભળ થવા લાગ્યો ભયંકર અવાજ કયાંથી આવ્યો તેની તપાસ કરવા માટે પોતાની ચક્ષુઓ જે બાજુથી અવાજ આવ્યો હતો, તે તરફ ખેંચાતો પરસન જે સાધુની શોધમાં નીકળ્યા હતા. તેનીજ સાથે ઉભેલી જોઇ પ્રફુલ્લીત મુખ મુદ્રાએ તેના તરફ દોડી આવ્યા પણ બહાદુરસીંહને ભય લાગ્યો નાસતાં નાસતાં વીદ્યુતવેગથી જોગીની સમક્ષ ઉભા રહ્યા કે બહાદુરસીંહ પુનઃ બોલવા લાગ્યો......

"આધુંડા તારો ઠીક શિકાર હાથ આવ્યો છે" કહી તમંચાનો ઘોડો ચઢાવ્યો અને જોગીનું નિશાન તાકવા જાય છે. એટલામાં

"વીષયાંધ કુતરા એક વખત તારૂં નાક છે કે નહિ. તેનો ખ્યાલ કર. બાયલા! ભગવી કફની ધારણ કરનાર ઉપર હાથ ઉઠાવીશ નહિ" જોગીએ બહાદૂરસિંહને અટકાતાં કહ્યું.

"ચંડાળ મારૂં નાક લઈ જનાર સાધુડા મારા નાકનો બદલો તારા શીરથી લઇશ. તારા જેવા ભગવી કફનીઓ પહેરી હજારો સાધુડા છે. અને મફતના મીષ્ટાન ખાઇ અકડધજ થાય છે. તેવા પાપીઓને મારવા તેજ અમારૂં કામ છે" બહાદૂરસીંહે કહ્યું

સ્વાર્થી અંધ કુતરા ધર્મીષ્ટ માણસોની નીંદા કરીશ નહિ. તારા ઉપર મહાન પ્રભુ કોપાયમાન થાય છે. માટે સાધુ જોગી સંન્યાસીના પ્રાણ નહિ લેતાં સહાય થા. જેથી તારા દેહનો ઉધાર પડશે.

"નીચ! ચંડાળ તને કોણ સાધુ કહે છે. તું સાધુ નથી પણ શયતાન છે, અને તારા જેવા શયતાનોને કાળના મુખમાં મુકવા તે સારૂં છે.

"ચંડાળ! જેની જીવન દોરી લાંબી છે. તેમજ તે જ્યાં સુધી પ્રભુના હસ્તમાં છે. ત્યાં સુધી તારાથી કંઇ પણ થઇ શકવાનું નથી, પણ પાપીઓનો જલ્દીથી નાસ થાય છે. તે નક્કી સમજી લેજે.

સાધુડા મારે બીજા કોઇની જરુર નથી તારા પ્રભૂની મારે જરૂર નથી. પણ મારે તારી સાથે વૈરનો બદલો લેવાની જરૂર છે. તે માટે આજ હું તને જીવતો છોડવાનો નથી.

"દુષ્ટ! પાપી મને જીવવાની બીલકુલ પરવા નથી. પણ જ્યાં સુધી પ્રભુ પાંસરો છે. ત્યાં સુધી વેરી આંધળો છે. ચંડાળ! સો પ્રાણી માત્રને પ્રભુની જરૂર છે. અને તે જ્યાં નથી. તેનું જીવન

જ્યા છે. એ નરાધમ પ્રભુને નહિ ઓળખનાર ચંડાળ! પ્રભુ તને તારા કૃત્યથી બરાબર ઓળખાણુ કરાવશે. ત્યારે તું સમજીશ તે સિવાય તું સમજવાનો કે પ્રભુને ઓળખવાનો નથી.

"શું! તારો પ્રભુ મને મારશે? બહાદુરસીંહે પ્રશ્ન કર્યો.

"ચંડાળ! તેજ પ્રભુ તારૂં સત્યાનાશ કાઢશે." જોગીએ ઉતર આપ્યો.

"બોલાવ! તારા પ્રભુને મારી પાસે બોલાવ! હું તેને બતાવી આપું કે બહાદુરસિંહ કેવો શૂરો છે તેને મારો ખ્યાલ કરાવવો છે.

"ચુપ કર! શયતાન મહાન પ્રભુનું અપમાન કરીશ નહિ. જ્યાં સુધી તારૂં અંતઃકરણ મલીન છે. ત્યાં સુધી આ જગોએ બીલકુલ આવી શકતા નથી. જેનું અંતઃકરણ પવિત્ર છે. તેની પાસેજ પ્રભુ આવે છે. છતાં કદાચ પ્રભુ આવશે તો દયાની મુર્તી નહિ. પણ કાળની મુર્તી થઇ તારો ભક્ષ કરશે. માટે જવા દે જવા દે બહાદુર સિંહ તારૂં સાહસ રહેવા દે.

"કેવો નાદાન! સાધુડા તું દુનીઆને સમજાવી ધુતી લેવાને જેવો ઢોંગ કરે છે. તેવો ઢોંગ મારી પાસે કદી ચાલવાનો નથી. તારો પ્રભુ છે ક્યાં? નકામો લવારો કરી બચવાનો ઊપાય કરે છે. પણ આ બહાદુરસિંહ કદાપી તને છોડવાનો નથી.

"ચંડાળ! તારી ઇચ્છા પ્રમાણે કંઇ પણ થવાનું નથી. પ્રભુ કરશે તે થશે; "એમ તો બે ચંડાળ નાક લેવાનો બદલો" કહેતાંની સાથે ઘોડો દાબ્યો. પણ તેનો ઘોડો પડયોજ નહિ. ઘોડો પાડવા માટે પ્રયત્ન કરવા લાગ્યો. પણ તેના દરેક પ્રયત્ન નિષ્ફળ ગયા.

તમંચાને દુર ફેંકી દઇ બહાદુરસિંહ પુનઃ ક્રોધાવેશમાં આવી કાળી નાગણને જેમ દરમાંથી ખેંચી બહાર કાઢે છે. તેમ મ્યાનમાંથી તલવાર ખેંચી જોગીને ઝેવો મારવા જાય છે. એટલામાં તેનાં ચરણ નીચેથી જમીન ફાટી ફાટતાંજ એક ભયંકર આકૃતીને જોતાંજ બહાદુરસીંહનો શ્વાસોશ્વાસ બંધ થઈ ગયો. હિંમત હારી જઇ ભયભીત થઇ ગયો. અને "સાધુડા! આજ તારો પ્રભુ" એટલાજ ઉદગારો નીકળતાં પુતળાની માફક સ્તબ્ધ થઇ ઊભો રહ્યો.

એટલામાં "ચંડાળ! પાપીઓને હણનાર તેજ મારો પ્રભુ છે. કહેતાં જમીન થરથર કંપવા લાગી. બહાદુરસિંહનું અંતઃકરણ ખળભળી ઊઠયું. ધ્રુજવા લાગ્યો. આંખે અંધારાં આવી ગયા. ભોંય પડવાની તૈયારીમાં હતો એટલામાં જોગી પુનઃ બોલી ઊઠયો.

"પાપી! કયાં ગઇ તારી શકતી! બાયલા! તારા હસ્તની તલવાર તારી પાસે કેમ લઇ ઊભો છે. ઉપયોગ કર, તારા કાઢેલા ઉદગારોને ફળીભુત કર, નામ દે કેમ થાય છે.

"જોગી! મારા બળતાં અંતઃકરણની અંદર વધારે આગ લગાડી મને બાળીશ નહિ. અગ્નીની અંદર ઘી હોમીશ નહિ" બહાદુરસિંહે ભયભીત થઇને કહ્યું.

"દુષ્ટ! શયતાન કેમ તારા ઉદગારો કયાં ગયા? હવે ભયભીત થઇ નાસવાનો ઉપાય કરે છે. પણ ચંડાળ જેણે તારૂં નાક લીધું છે તેજ તારો પ્રાણ લેવાનો" કહી જોગી તેના ઉપર ધસી આવ્યો પેલી આવેલી ભયંકર આકૃતી બોલવા લાગી.

"બેટા! શાંન્ત થા, ક્રોધને વશ નહિ થા. પવિત્ર થઇ પાપીના સ્પર્શથી અપવિત્ર થઇશ નહિ. ચંડાળનો પ્રાણ લેવાની તારે જરૂર

નથી. કારણ કે પાપીનું મૃત્યુ કમોતે પાપીઓના હસ્તથી થાય છે. પણ ધર્મીઇના હસ્તથી થતું નથી. માટે પાપીના પ્રાણ નહિ લેતાં નર્કના કીડાને નર્કની અંદર મરવા દે" ભયંકર ધર્મ મુર્તીના ઉદગારોથી જોગી શાન્ત થયો ને બોલવા લાગ્યો.

"ચંડાળ! પ્રભુના કહેવા થકી હું તને જીવતો છોડું છું અને આજ પછી સાધુ પુરૂષોને સતાવી સતો એમ સમજ કે તારો નાશ થવાનો તે નક્કી સમજી લે જે કહી જોગી તથા તે ભયંકર આકૃતી એક અવાજ થતાંની સાથે અદ્રશ્ય થઈ ગયાં. ત્યાર પછી બહાદુરસિંહ પુરૂષ વેશમાં ફરનાર પરસન વિગેરે વીરાંગનાએ રવાના થઈ ગયાં.

વ્હાલા વાંચક બંધુ સાધુ પુરૂષ તે ભગવી કફની પહેરનાર નહિ. મોટાં ગાજરીઆં ટીલાં ખેંચનાર નહિ. પણ શુદ્ધ અંતઃકરણ વાળા પવિત્ર સાધુ પુરૂષો તેજ ખરા સાધુ પુરૂષો છે. ભગવાં પહેરવાથી સાધુ કહેવાતા નથી. માયાનો ત્યાગ કરનાર કાયાને દમનારા. પોતાની મનોવૃતિઓને કાબુમાં રાખનારાજ પવિત્ર સાધુઓ હોય છે.

દુનીઆને ઠગી ખાનાર શેઠીઆઓને ત્યાં ઊતારો કરનાર મીષ્ટ પકવાનો જમનાર સાધુઓ નથી પણ શયતાનો છે. માટે તેવા સાધુ પુરૂષોનો કદાપી કાળે સંગ કરવો નહિ. સાધુ, માયાનો ત્યાગ કરનાર તનને, મનને કષ્ટ આપનાર ધર્મને વળગી રહેનાર, પ્રભુને ઓળખનાર તેજ ખરા સાધુઓ છે અને તેનીજ સંગતથી તેવા પુરૂષો રૂપી નાવમાં બેસવાથીજ પાર ઉતરશો. અસ્તુ.



# પ્રકરણ ૨૧ મું.

## હું કદાપી કાળે તારા પ્રભુનું નામ લેવાનો નથી.





મ્યાહ્ન કાળનો સમય છે. ભાનુ સુર્ય નારાયણ પોતાના કિરણો ફેંકતા જતા જણાય છે. તેવા વખતે ત્રીભોવન પોતાના મકાનની અંદર મણી સાથે વાર્તાલાપ કરતો જણાય છે. ત્રીભોવનદાસને કંઇ વિચાર થઇ આવવાથી મણી સામે દૃષ્ટી કરી બોલી ઉઠયો.

"મણી તું નહી માને કેમ?

"પીતાશ્રી! પુજ્ય માબાપના હુકમને માન આપવું. તેજ બાળકનો ધર્મ છે. પણ સ્વાર્થે અંધ થનાર માબાપ પોતાના સ્વાર્થ માં અંધ થનાર માબાપ પોતાના સ્વાર્થમાં ગુલતાન રહે તો પછી માનનું અપમાન કર્યા સિવાય છુટકો થતો નથી.

"છોકરી! વિચાર કર વિચાર! તારી ઊછરતી જુવાનીને ધુળમાં મેળવીશ નહિ. અને તારા રંક પીતાને નીર્ધન બનાવીશ નહિ. અને તારા ગુલબદનને સુકાવીશ નહિ.

"રંક! રંક, તમેજ રંક, નહિ પીતાશ્રી તમો રંક નથી પણ તે સ્વાર્થના ઢંગ છે. પૈસાવાળા થવાની શક્તિ હોય તો વેપાર રોજગાર કરી ધન ભંડાર ભરો, હરામના પૈસાથી કુબેરના ખજાનચી નહિ થતાં, નીતિના રસ્તેથી મેળવેલા પૈસાથી આબરૂ મેળવો.

"મણી! મણી! તારી છુરી રૂપી જીભાનથી મારી છાતી ચીરીશ નહિ. વાક્ય બાણુથી મારાં કાળજાંને વીંધીશ નહિ છોકરી હું તારો પીતાશ્રું. છતાં આટલા કાલાવાલા કરૂં છું તેનો બીલકુલ ખ્યાલ કરતી નથી.

"હા! તમે પીતા છો. પણ સ્વાર્થના સાધનાર પીસાચરૂપે સ્વાર્થ અંધ પુરૂષો સદાને માટે કાલાવાલા કરતા રહે છે. અને તેથીજ ભોળા હૃદયના બાળકો જ્ઞાન છતાં છેતરાઇ સ્વાર્થી માતા પીતાના હસ્તમાં આવી જીંદગી બરબાદ કરે છે. ના પછી તમારા કાલાવાલાથી હું બીલકુલ છેતરાવાની નથી.

"મણી! તારો વિચાર નહિ ફરે.

"આકાશ, પાતાળ, સુર્ય અને ચંદ્ર જ્યાં સુધી છે ત્યાં સુધી મારા વિચારોને હું ફેરવનાર નથી. તે નથી. અને કદાચ તમારા હુકમને માન આપવાની જરૂર પડતાં મારો પ્રાણ આપવાને તૈયાર થઇશ.

"એમ કે છોકરી હજી હું તારી દયા ખાઉં છું કે તું તારા વિચારોને એક બાજુ મુકી દે નહિં તો હમણા ધુળ ભેગી થઇ જઇશ. તે નક્કી સમજી લેજે.

"પાપી પીતા મારા વિચારો આ દુનીઆની અંદર મનુષ્યથી કદાપી કાળે ફરી શકશે. નહિ અને આપને સારા વિચાર નાપસંદ હોય તો ભલે કસાઇના હાથે પડેલી ગાયનો વધ કરે તેમ મને કરો મને જરાએ પરવા નથી."

મણીની આંખમાંથી બોર બોર જેવડાં આશુઓ ટપકવા લાગ્યા. ત્રીભોવનદાસના ચરણમાં પડી કાલાકાલા કરતી મણી હૃદયફાટ રડવા લાગી. પણ જેનું હૃદય વજ્રથી પણ ઘણું કઠણ છે. તેવા ત્રીભોવનદાસને તેની બીલકુલ અસર થઇ નહિ. પુનઃ ક્રોધાવેશમાં આવી હાથમાં સોટી લઇ પ્રહાર કરવા લાગ્યો કુમળી કાયાની મણી કંપી ઉઠી "નખોદ જજો. આવા બાપનું" કહેતાની સાથે જમીન ઉપર પછડાઈ ગઈ હાથ પગ વણાઇ ગયા. ચક્ષુઓના ડોળા ઉંચા ચઢી ગયા. કાળો નાગ ત્રીભોવન પડેલી મણીના ઉપર ક્રોધાયમાન દૃષ્ટીએ જોઇ રહયો તેને કંઇ યાદ આવવાથી એકદમ દોડયો જુના ભંડારીઆમાંથી એક હાથનો લાંબો ચળકતો છરો લઇ મણી તરફ આવ્યો એક વખત મણીના મુંખ ઉપર દૃષ્ટી કરી છેતરાયો કરૂણ મુખ જોતાંજ ત્રીભોવનદાસના અંતઃકરણમાંથી ક્રોધ પલાયન થઈ ગયો થંભ્યો દેવીએ તેના ઉપર પૂર્ણ અમલ બેસાડ્યો અને બોલી ઉઠયો

"કોણ! આજ મારી મણી હાય! તેની આ દશા તેનાજ ઉપર જુલમ, સબુર, ઘાતકી ત્રીભોવનદાસ સાહસ કરીશ નહિ. પોતાના બાળકને હણીશ નહી ખબરદાર, પ્રાપી અંતઃકરણ બસ દૂર જાઓ. હું મારી મણીનો પ્રાણ લઇશ નહી શયતાનો મારા વિચારોને ભમાવશો નહી. હાય! મકાન પ્રાણીથી ભરેલું હતું તેજ સ્મશાન શમાન જણાય છે. ઓ કઠોર હૃદય તું બાળક ઉપર દયા લાવ મારા અંતઃકરણની અંદર મારા મલીન વિચારોનો નાશ કર હાય વ્હાલી માણેક પ્રીય સુંદર તમે કયાં છો. આજે તમારા હીણ ભાગી ત્રીભોવનને બચાવો તમારા વિચારમાં મારો વીચાર મેળવો માણેક સુંદર તમે કયાં છો.

"આપના શરણમાં" ઉદ્‌ગારો નીકળતાંજ સુંદર અને માણેક ત્રીભોવનદાસની સમક્ષ આવીને ઉભા રહયા એવામાં તરત તેમની દૃષ્ટી મણી ઉપર પડતાંજ આવું ઘાતકી કામ કોણે કર્યું છે? "અફસોસ પ્રીય માણેક આ પાપી તારા પતિએ તે કામ કર્યું છે. મને માફ કર" ત્રીભોવનદાસ ગળગળીત થઈ ગયો. ચક્ષુઓમાં ઝળઝળીઆં આવી ગયાં.

પતિની કંગાલીયત સ્થીતિ જોઇ માણેકના અંતઃકરણમાંથી ક્રોધ પલાયન થઇ ગયો. પવિત્રતાએ વાસ કર્યો. અને બોલી ઉઠી.

"પતિ ફીકર નહિ. ગભરાશો નહિ. આથી કંઈ નિરાશ થવાનું કારણ નથી, હું ઘણી ખુશી થઇ છું. નીતિ, ધર્મના ઉપર મણી જેવાં હજારો બાળકોનો નાશ થાય તેની મને પરવા નથી. પણ આપના શુદ્ધ અંતઃકરણની અંદર દયા, ધર્મ, અને નીતિનો પ્રવેશ થએલો જોઈ હું ઘણી ખુશી છું. વ્હાલા ખેર મણી મૃત્યુ પામશે તેની ફીકર નથી. પણ તમારા શુધ્ધ વિચારોને બદલશો નહિ.

"શું! મણી મરી જશે" ત્રીભોવનદાસ વચમાંજ બોલી ઉઠયો શાન્ત થાઓ વ્હાલા શાંન્ત થાઓ. નામ એટલાનો નાશ છે. દુનીઆમાં કોઈ રહ્યું નથી. અને રહેવાનું નથી. માટે તેનો હરખ કે શોક કરવો તે મિથ્યા છે. માટે વ્હાલા ચિંન્તાને દુર કરો. પરમાત્માનું નામ લો.

"પ્રીય! મારા જીવનસંગી પણ મને આ હત્યાનો ખ્યાલ થાય છે. તેનું શું કરવું. આવા ઘાતકી કામથી હું રૌ રૌ નર્કનો અધીકારી થઇશ, તે વખતે મને નર્કના કીડા મારા દેહની શી દશા કરશે તેનો ખ્યાલ કરૂ છું. તેથી મારા રૂવે રૂવાં ઉભા થઈ જાય

છે. માટે વ્હાલી મને બચવાનો માર્ગ બતાવ, મારા સુખની તુંજ સરિતા છે. તારાથી જ હું સુખી છું. વ્હાલી મને તારોજ આધાર છે.

"પ્યારા પોતે આગળથી આ બાબતનો આપે વિચાર કર્યો હોત તો આ પ્રમાણે પસ્તાવવાનો વખત આવત ના. આમા એક મોટી કસર છે. તેથી તમારૂં અંતઃકરણ શાંન્ત છે કે નહિ. તેનો મને વ્હેમ રહે છે. જ્યાં સુધી અંતઃકરણની અંદર વ્હેમ છે, ત્યાં સુધી તમારૂં અંતઃ અપવિત્ર રહેવાનું,

"બોલ વ્હાલી બોલ તારા અંતઃકરણની શંકા મને જણાવ અને મને તરવાનો માર્ગ બતાવ. સંસાર સમુદ્રની અંદર મારૂં નાવ તું છે. તારાથીજ આ ભવસાગર તરીશ, માટે વ્હાલી મને પાપમાંથી છુટવાનો રસ્તો બતાવ.

"વ્હાલા, તમને મને તેમજ આખી દુનિઆને તારનાર પ્રભુએ તેના નામથી વિષયાંધ કામાંધ, શુદ્ધ પવિત્ર થાય તેમના નામથી ભવસાગર તરાય છે. માટે મારૂં નામ નહિ લેતાં પ્રભુનું નામ લો એટલે આ હત્યાનું નિવારણ કરશે.

પ્રભુનું નામ સાંભળતાંજ ત્રીભોવનદાસ ચમકયો અને એકદમ ક્રોધાવેશમાં આવી પુનઃ બોલી ઉઠયો,

"કોણ પ્રભુ ! નહિ માણેક તેણેજ મારૂં સત્યાનાશ કાઢયું. તેણે મારી આશાઓને નિરાશમાં મુંકી છે. તેનુંજ નામ હું લઉં નહિ. હું કદાપી કાળે તારા પ્રભુનું નામ લેવાનો નથી. ભલે ગમે તેમ થાય પણ હું પ્રભુનું નામ લેવાનો નથી. તારા પ્રભુની મને દરકાર નથી.

"અફસોસ નીચ વિચારોના નીચ પતિ, જ્યાં સુધી તારા અંતઃકરણમાં પ્રભુનો અંશ, પ્રભુનું નામ નથી, ત્યાં સુધી તમારૂ

શ્રેય થવાનું નથી. જેવા મનુષ્યના વિચારો તેવો તેનો ભાસ હોય છે. હાય! બરાબર છે. કે પાપી મનુષ્યોના અંતઃકરણ કદાપી કાળે શાન્ત થતાં નથી. હાય એ પાપી પતિ તમારા પાપની હવે હદ આવી રહી છે, ચંડાળ, અપવિત્ર અંતઃકરણના પાપી પતિ વિચારો વીનાસ કાળે વીપરીત બુદ્ધિ થાય છે, માણસોનો જ્યારે નાશ થવાનો સમય આવે છે. ત્યારેજ બુદ્ધિ ફરે છે. બુધ્ધિ ફરવાથી સમય ફરે છે. માટે વિચારો. અને પ્રભુનું નામ લઇ તરો. માણેક આ પ્રમાણે ઉપદેશ કરી રહી છે. એટલામાં અંતરીક્ષથી સતી માણેક સુંદર અને મણીને લઈ બહાર નીકળ પ્રભુની અવકૃપાથી તારા મકાનની અંદર લ્હાય થશે. હાય! પ્રભુ આવતો અવાજ બંધ થઈ ગયો. માણેક ભયભીત થઈ ગઇ. અને "હાય! હવે પૂર્ણ નાશ થયો" કહેતાંજ માણેક જમીન ઉપર પછડાઈ ગઇ. બે શુદ્ધ થઇ ગઇ. માતુ ઉપર પ્રેમ રાખનાર સુંદરની પણ તેજ દશા થઇ. ત્રીભોવનદાસ ત્યાંજ ઉભો રહ્યો.



# પ્રકરણ ૨૨ મું.

## ત્રીભોવનદાસ સુધર્યો.





ધ્ય રાત્રીનો સમય છે. સર્વત્ર રાત્રીનું સામ્રાજ્ય છવાઇ ગએલું છે. જનસમુહ નીદ્રાને શરણે પડેલાં છે. ત્રીભોવનદાસના મકાન ઉપર બે પુરૂષ આકૃતીઓ હાથમાં મસાલ લઇ આમતેમ ફરતી જણાય છે. ઘડીકમાં બેસતી ઉભી થતી બંને મનુષ્ય આકૃતીએ મકાન ઉપરના નળીઆં ઉખેડયાં મસાલને નીચી નમાવતાંજ ભડભડાટ લાગવા માંડયું. ત્રીભોવનદાસ ગભરાઇ ગયો. એકદમ દિવાનાની માફક "શું! આ પ્રભુ કરનારછે" ત્રીભોવનદાસના મુખમાંથી ઉદગારો નીકળી પડયાં કે તેવા પ્રત્યુતરમાં "પાપી ત્રીભોવન એજ તારો વીનાસ કાળ છે." ઉદગારો સાંભળ્યા ત્રીભોવનદાસ ક્રોધીત થઇ ગયો અને બોલી ઉઠયો.

"એ ભુતડા જે કરે છે. તે તુંજ કરે છે. તારાજ આ પાપછે. ચંડાળ પણ યાદ રાખ કે તારી પણ હું ખબર લઉં, બોલ દુષ્ટ તું મને શું કરવા માગે છે.' જો તારામાં શક્તિ હોય તો તારી માણેક સુંદર અને મણીને બચાવી લે. મારામાં બચવાની હિંમત છે. તું મને શું કરનાર છે. તેનું મગજ ભમવા લાગ્યું ચક્ષુએ કંઇનું કંઇ દેખાવવા લાગ્યું. તેની પાસે અગ્નીના ભડકા નીકળવા લાગ્યા. ત્રીભોવનદાસે આમથી આમ દોડધામ કરી મુકી એકદમ નિરાશ થઇ

ગયો. હિંમત હારી ગયો. "હાય ! પ્રભુ બચાવો" એટલાજ ઉદ્‌ગારો નીકળતાંજ બેભાન થઇ જમીન ઉપર પડ્યો. આંખો તરી ગઈ. બળતું મકાન ત્રીભોવનદાસના બેશુદ્ધ થવાથી અગ્ની દેવતા પ્રસન્ન થયા હોય એમ નિરાધાર માણેક, સુંદર, મણીને બચાવવા માટે ત્યાંજ ઠરી ગયાં, અગ્ની શાંન્ત થઇ ગઈ કે એક અવધુત જોગીએ પ્રવેશ કર્યો. ચારે જણને બેભાન થએલા જોઇ પુનઃ બોલવા લાગ્યો.

'પ્રભુ ! પ્રભુ ! શું તારી કળા, તારી કળાનો પાર કોઈ પામ્યો નથી કે પામવાનો નથી. ધર્મિયોમાં એક અધર્મીનો વાસ થતાં કેટલું બધું દુઃખ પ્રભુ સહાયથા, નીરંજન નીરાકાર તું બરાબર નીરાકારી છે. જેવાં મનુષ્ય તેવોજ વાસ થાય છે. હાય ! એક અધર્મીને લીધે ધર્મીસ્ટોનો નાશ થાય છે. દુઃખી થાય છે. પણ ધર્મેજય અને પાપેક્ષય ધર્મથી જીતે છે. અને છેવટે અધર્મીઓનો નાસ થાય છે.

એ પૃથવી તું શા આધારે ટકી રહી છે. એ ધરણી ધર તું શા આધારે પૃથવીનો ભાર ઝીલીને સ્થીર રહી શક્યો છે. એ કાચબા ઉપલાવી દે, અધર્મીઓના નામે ઊથલાવી દે, પાપી મનુષ્યોનું સત્યાનાશ કાઢી નાંખ. હાય ! પ્રભુ તું પણ અન્યાયી છે. તારા આગળ બીલકુલ ન્યાય નથી, એ ન્યાય તોલનાર પ્રભુ તું ! ધર્મીષ્ટ માણસો ઉપર જુલ્મ કરનાર પાપી ત્રીભોવનનો નાસ, કર. આ ધર્મીષ્ટ માણસના મકાનની અંદરજ સ્મશાન કર હાય પ્રભુ. સહાય થા. ઉદ્‌ગારો કાઢતો અવધુત જોગી શાંન્ત થઇને ઉભો રહયો ત્રણે જણની સામે દયા દ્રષ્ટીએ જોવા લાગ્યો. કમંડળમાંથી અંજળી

ભરી પાણી છાટયું. નીંદ્રામાંથી ઝબકે તેમ ત્રણે જણ ઝબકી પડયાં. ચંડાળ પતિ નિર્દોષ બાળક ઉપર દયા કર. એટલા શબ્દો માણેકના મુખમાંથી નીકળતાજ તેની દ્રષ્ટી. અબધુત જોગીના ઉપર પડતાંજ અમો ગુન્હેગાર નથી. આ પાપી પતિજ ગુન્હેગાર છે" અને તે તેના પાપે કરીને નાશ થવા બેઠો છે. સતી તારા પતિનો ત્યાગ કર, જ્યાં સુધી તે તમારી સાથે છે. ત્યાં સુધી સુખે બેસવા દેવાનો નથી. માટે સતી ઇશ્વર ભજન કરી તારા બાળકોનું ગુજરાન કર. તારો પાપી પતિ કદાપી કાળે શુદ્ધ થવાનો નથી. તે નક્કી સમજી લેજે.

"મહા પુરૂષ આપ યોગી છો. આપના મુખમાંથી આવા આવા અઘટીત શબ્દો નીકળવા જોઇએ નહિ. અને નીકળે છે. તેથી હું ઘણી અજાયબ છું. સ્ત્રીનો ધર્મ એજ છે કે પતિ ત્યાં પત્ની અને તેના દુઃખે દુઃખી થવું તે સતી સ્ત્રીઓનો ધર્મ છે. પતિથી વિયોગ કરનાર તેમનાથી જુદા વસનારી સ્ત્રીઓનો પરમેશ્વર પતિ છે. પતિની સેવાથીજ સ્વર્ગ મળે છે. અને તેની સાથે રહી. પોતાના ગમે તેવા દિવસો ગુજારે છે. તેજ સ્ત્રી સતી છે. અને તેજ સુખની કરનારી તેનાથીજ સ્વર્ગના સુખ ભોગવાય છે,

" ધન્ય છે. સતી દેવી તારા સતીત્વને ધન્ય છે. પણ મારે કહેવાની મતલબ એજ કે તારા પતિને સુમાર્ગ તરફ દોર કે જેથી તારા નીરાધાર બાળકોને સુખના દિવસો આવે અને આશાવંત બાળકોને કંઈ આશા જણાય. જુવાનીમાં ઝોલાં ખાતા તારા બાળકોના ભવિષ્યનો વિચાર કર, દેવી ફેરવ્યા પત્થર ફરી જાય છે. તો તું તારા પતિને કેમ ફેરવી શકતી નથી. સ્ત્રીઓએ પોતાના પતિને સુમાર્ગ

લાવી સ્વર્ગનો રસ્તો બતાવેલો છે. માટે સતી દેવી સમજાવ તારા પતીને સમજાવ, તારી પવિત્રતા, તારા ધર્મ, નીતિના લીધે મારે અહિંઆં આવવાની જરૂર પડી છે. નહિં તો જોત જોતાં તારા બાળકનું આખા તારા મકાનનું ખેદાન મેદાન થઇ જાત. તારા પતિની અમને બીલકુલ ચીન્તા નથી. માત્ર અમને પવિત્ર શુદ્ધ પુરૂષોનીજ પરવા છે. માટે જો એક પળભર તારા પતીથી તારો વિયોગ થાય તો તારો સૌભાગ્ય કાયમ રહે તે મને લાગતું નથી. માટે હવે સાચવીને ચાલવાની તારે જરૂર છે.

જોગીના લાંબા ભાષણથી માણેક ભયભીત થઇ ગઇ. અને પોતાનો પતિ મરણ પથારીએ પડયો હોય એમ તેની દ્રષ્ટિએ દેખાવાથી બુમ પાડી ઉઠી.

"ઓ સતી અનસુયા તમે શું સતી નહોતા. દેવોને બાળકો બનાવ્યા નહોતા હા સતી સુકન્યા સાવિત્રીએ યમદુતના પાસેથી પોતાના પતિનો પ્રાણ છોડાવ્યો હતો. તેમ હું પણ મારા પતિ સાથે સ્વર્ગમાં સીધાવી મારા પતિના પ્રાણને બચાવીશ; આવીશ, ઓધર્મ રાજા હું બરાબર આવીને મારા ધર્મ બળે કરીને મારા પતિને છોડાવીસ.

"માતુશ્રી અમે પણ તમારી પાછળ આવીશું." સુંદર વચમાંજ બોલી ઉઠયો.

"સબુર મારા પ્રીય સંતાનો સબુર, તમારો વખત નથી. તમારો સમય આ ફાની દુનીઆના દુઃખો જોવાનો છે. રમત, ગમત કરી સંસારના સુખ ભોગવવાનો છે, માટે અહિંઆં રહો, તમારી દુઃખી માતુશ્રીનેજ જવા દો."

કહેતાની સાથે માણેક આમ તેમ નાસવા લાગી. માણેકની સાથે સુંદર અને મણી તેના પાલવને પકડી ઢીંચવા લાગ્યાં. વસ્ત્રનું ભાન રહ્યું નહિ, મણીના માથા ઉપરથી ઓઢણી ખસી જતાંજ કાળા નાગને પણ લજ્જીત પમાડે તેવો અંબોડો કમર ઉપર પડેલો. જણાયો. કુંદનસમ મણીની કાયાને ધક્કો લાગવાથી જમીન ઉપર પડવા જાય છે. એટલામાં જોગીએ તેને પકડી લીધી કે પાછી તેજ સ્થીતિમાં આમ તેમ દોડવા કુદવા લાગી. આ દશા જોઇ માણેકના ઉપર જોગીને દયા આવવાથી કંઇ ઓષ્ટ ફફડાવવા લાગ્યો. પાંચ મીનીટ તેમ કરી રહ્યા પછી માણેક ઉપર ફુંક મારી કે તરત માણેક સુદ્ધીમાં આવી શાન્ત થઇ ઊભી રહી. જોગીની દ્રષ્ટી ત્રીભોવનદાસ ઉપર પડતાંજ તેની નજીક જોગી જઇને ઊભો રહયો. કમંડળમાંથી પાણી છાંટયું કે તરત શુધ્ધીમાં આવતાંજ ત્રીભોવનદાસના મુખમાંથી "પ્રભુ સહાય થાઓ" ઉદગારો શાંભળતાંજ માણેકને કંઇ આશ્ચર્ય લાગ્યું. સર્પના મુખમાંથી અમૃત ઝરતું જોઇ જોગી પણ વીષમય પામ્યો. જોગી કંઇ બોલવાનો વિચાર કરે છે. એટલામાં ત્રીભોવનદાસ જોગી સામે દ્રષ્ટી કરી પુન બોલી ઊઠયો.

"પ્રભુ! આપ કોણ છો, આ પાપી અંતકરણને પવિત્ર કરનાર શુદ્ધ પુરૂષ આપને અહીંઆં આવવાથી હું ભાગ્યશાળી થયો છું. આપે મારૂં અપવિત્ર મકાન પવિત્ર કર્યું તેથી આપનો હું આભાર માનું છું. કહી ત્રીભોવનદાસ શાંન્ત થઇને ઊભો રહયો. કે જોગી પુનઃ બોલી ઊઠયો.

"ચંડાળ ત્રીભોવનદાસ વીચાર કર, પ્રભુને ઠગવાને અધર્મ ઉપર પગલું ન ધર પ્રભુ ઠગાતો નથી. પણ પાપી મનુષ્યોને ઠગે છે.

તે નક્કી સમજી લેજે. તારા અધર્મથી ધર્મીષ્ટ માણસોનું સત્યાનાશ જાય છે. માટે તારી હૃદય ચક્ષુઓ ઊઘાડ અને જો તારા રંક બાળકોની દશા. કેવી દયામણી છે. ચંડાળ તારા કૃત્યનો બદલો તને મળત પણ સતી દેવીના પ્રતાપથીજ તું બચી જવા પામ્યો છે. માટે તારા વિચારો શુધ્ધ કર, પાપ કર્મ કરવાને પગલું ન ભર તારા પાપી વિચારોને સ્થીર કર, જો તારા કર્મના ફળ કેવાં છે.

કહેતાંજ જોગીએ પાણી જમીન ઉપર છાંટયું કે બરછી, ભાલા લઈ ત્રીભોવનદાસને મારતા હોય તેમ તેની દ્રષ્ટીએ દેખાવા લાગ્યું. ત્રીભોવનદાસનું મગજ ચસકી ગયું. અને એકદમ "હાય! પ્રભુ સહાય થાઓ" કહી ત્રીભોવનદાસ જોગીના ચરણ પકડી ઢીચણીએ પડયો. દેખાવ બંધ થઇ ગયો કે તરત અંતરીક્ષથી "મહાત્મા પાપી પવિત્ર થયો છે" બસ એટલાજ ઉદગારો સંભળાયા. માણેકનું નીસ્તેજ મુખાર્વીંદ સતેજ થઇ ગયું. હૃદય પ્રફુલ્લીત થઇ ગયું. અને એકદમ "વ્હાલા પતિ આપના શરણે છું." કહી માણેક હાથ જોડી ઊભી.

"દેવી શરણ માત્ર આ પુરૂષનું છે. એમના પ્રતાપથીજ આપણે બચી ગયા છીએ એ મહાપુરૂષનો ઊપકાર માનવાની ખરી જરૂર છે.

"હા! વ્હાલા તેજ જોગીનોજ પ્રતાપ છે." કહી જોગીના તરફ દ્ષ્ટી કરતાંજ જોગી અદ્રશ્ય થઇ ગયો. માણેક તથા ત્રીભોવનદાસ વિચાર કરતાજ રહયા.



# પ્રકરણ ૨૩ મું.

## હેં ! કોણ પ્રેમીલા.




દર પોતાના શયન ગૃહમાં પથારીની અંદર નીંદ્રાધીન થયેલો છે. ચંદ્ર અર્ધો પોતાના કિરણોને સમેટતો મુસાફરી કરી રહયો છે. તેની સાથે સુંદરના મુખ ઉપર તરેહ તરેહના વિચારો થતા હતા. છેલાણી છત્ર સુંદરને મૂકી પ્રેમીલા તરફ રવાના થઇ ગયો હતો સુંદર આ વખતે પ્રેમીલાને પોતાની પાસે જોતો હતો. કંઇ બડબડતો સુંદર હાથને અફાળતો ખૂશી થતો સુંદર સ્વપ્ના સ્થાનમાં બકવા લાગ્યો.

પ્રમીલા તું ખરી પ્રેમી દિવાનો હું થયો દીલદાર,
હતું તુંજ મૂખ સુંદર નો દિવાનો થયો દીલદાર,
મુખ તારૂં જોઇને દિલમાં આનંદ થાય છે.
નહિ ઠરે દીલ મારૂં તારાજ ગુણ દીલ ગાય છે.

એટલાજ ઉદ્‌ગારો કાઢતાં પાછો શાન્ત થયો. પાછો બડબડવા લાગ્યો. "આવો રસીલી રિસાસો નહિ" કહી જાણે પ્રેમીલાને પકડવા જતો હોય એમ હસ્ત લાંબો કરતાંજ કાષ્ટના દરવાજા સાથે હાથ અફળાવવાથી એકદમ જાગી ઉઠયો. ચક્ષુઓ ઉઘાડી મગજ શાન્ત થયું. પ્રેમીલાના વિચારો પાછા મગજને ઢંઢેરવા લાગ્યા. સુંદરને

ચેન નહિ પડવાથી બારીએ જઇ બેઠો શીતળ પવનની લહેરમાં સુંદરનું મગજ ચકડોળે ચઢી ગયું. અને બોલી ઊઠયો.

ચીત ચોરી ચોર થઇ ચીતડું ભમાવી ક્યાં ગઈ;
વ્હાલી પ્રેમીલા તારા પ્રાણથી બંધન કરીને કયાં ગઇ
સ્વપ્નમાં શું સુખ દીધું; ન્યાય ન ઉઘાડી દીઠું નહિ;
ભોજન ખાધું ઉત્તમ પણ. સ્વાદમાં મીઠું નહિ.

. . પ્રેમીલા વ્હાલી પ્રેમીલા તારા દીલને તું ગમેતેમ રાખતી હશે. પણ મને કંઇનું કંઇ થઇ જાય છે. હું કયાં છું તેનું પણ મને ભાન નથી. ચીત ચોરી જનાર ચોર તેં મને બરાબર તારી પ્રેમ બધાથી કેદ કર્યો છે. પ્રેમની જાળ નાંખી તારા પ્રણયી માછલાને તેં દોર્યું છે. પણ જળ વિનાનું માછલું બહાર રહી જળના નામનો પોકાર કરી મરણ પામે છે. વ્હાલી! સહિતા તું સુખ સરિતા છે. પ્રેમની દેવી છે. વ્હાલી આવ, પાંખ વિનાના પંખીને પાંખ આપી લાડ લડાવ. રસીલી મારા રસની વેલી તારા આધારથીજ હું આ દુનીઆની અંદર જીવું છું. અને જ્યાં તું ત્યાંજ હું રહું છુ મારો દેહ અહિંઆં છે. પણ ચારો જીવ તારી પાસે તારા ચરણમાંજ પડયો છે.

ચરણમાં પડેલા જીવને, વ્હાલી તમે બચાવજો;
દુઃખી પ્રણયીના પ્રેમને રસીલી તમે નીભાવજો.

ઉદ્‌ગારો કાઢી રહ્યા છે એટલામાં નીચે મુજબ પ્રત્યુતર સાંભળ્યો.

નિભાવનારો છે પ્રભુ, પ્રેમનું નાવ વીધી હાથ છે;
પુરૂષો નીભાવે પ્રેમને, પણ પ્રેમ વીધીના સાથ છે.

અવાજ કાને પડતાંજ સુંદર ચમકયો "હેં કોણ વ્હાલી પ્રેમીલા" સુંદરે માન વાચક શબ્દોથી પ્રેમીલાને વધાવી લીધી.

"વ્હાલા શું હુંજ ચોર છું. તમે શું મારા દીલને ચોર્યું નથી." પ્રેમીલાએ શરમાતાં કહ્યું.

"મારા જીવનસંગી મારો આધાર તારા ઉપર છે. તારા સુખે સુખી અને દુઃખે દુઃખી છું. વ્હાલી તારોજ મને આધાર છે. મને તારનાર અથવા મારનાર પણ તુંજ છે અને મદદગાર. પણ તુંજ છે મારી સુખની કરનાર પણ તુંજ છે." સુંદરે પોતાનો અભીપ્રાય જણાવ્યો.

"વ્હાલા આપનું બોલવું અસત્ય છે. દુનીઆંમાં કોઇ પણ સ્થળે મેં જોયું કે સાંભળ્યું નથી સ્રીના માટે પુરૂષો મર્યા કે બળ્યા નથી. કે પોતાના પ્રાણની આહુતી આપી નથી. પણ પુરૂષો પાછળ હજારો સ્રીઓએ પોતાના પ્રાણ આપેલા છે. ખુશીથી, આનંદથી પતિની પાછળ અગ્નીની કફની ધારણ કરી બળી ભસ્મીભુત થઇ ગઇ છે. માતા પીતા સુખ સાહ્યબી તજી તનને ખાખ લગાવી દીધી છે. લોહી માંસને પાણી, ગુલમદનો બાળી સ્યામ બનાવી દીધું છે. ધન્ય છે. વ્હાલા સ્રીઓના પ્રેમને ધન્ય છે.

પ્રમીલાના ભાષણથી સુંદરને કંઇ નવાઇ લાગી પવિત્ર પ્રેમવાળી સ્રીઓનેજ જોવા લાગ્યો. પ્રેમનું પાત્ર સ્રીઓ છે એમ તેના અંતઃકરણની અંદર છાપ પડી ગઇ અને તેને કંઇ વિચાર થઇ આવવાથી બોલી ઉઠયો.

"પ્રેમ પાત્ર સ્રીઓ પ્રેમ રાખનારી નાર છે.
પ્રેમ ચખાડી ગુલતાન કરનારી પ્રેમ રસની તે ધાર છે."

" પ્રેમ રસની ધાર, વ્હાલી તું જ મારા પ્રેમનો આધાર છે. પ્રીય ! પ્રેમીલા તારા અમૃત સમાન વાકયોથી મારૂં અંતઃકરણ ઘણું પ્રફુલ્લીત થાય છે. પણ આશામાં કંઈ નિરાશા જણાય છે. વ્હાલા તમારી માતુશ્રી કંઇ આશાવંત રહેલા સુંદરને નિરાશા કરનાર છે. એમ મારૂં અંતઃકરણ કહી આપે છે." આથી સુંદરની છાતી ભરાઇ આવી આંખમાં જળજળીયાં ભરાઇ આવ્યાં. છાતીએ ડચુરો ભરાઇ આવ્યો. પ્રેમીલા સુંદરના વિચારો જાણી ગઇ જેથી પાસે જઈ વ્હાલા ગભરાશો કહી. પ્રેમને કાંઇ રોકનાર નથી.

" બહાદર છે. ભાભી ખરા પ્રણયીઓ પહાડની વચમાં રસ્તો કરવા શક્તિવાન છે.' કહેતી મણી બંનેની સમક્ષ આવી ઊભી રહી. પ્રેમીલા શરમાઇ ગઇ. શરમના પડદાએ તેના મુખારવીંદને છુપાવી દીધું. સુંદર સાવધ થઇ ઊભો રહ્યો. મણીને આવેલી જોઇ સુંદર અજાયબ થઇ ગયો. મણીને પોતાની વાતમાં ટેકો આપતી જોઇ પ્રફુલ્લીત અંતઃકરણથી સુંદર બોલી ઊઠયો.

" બેન તમે અહિંઆં કયાંથી આવ્યા ? સુંદરે પ્રશ્ન કર્યો.

" બાઇ તમને દીલાસો આપવા આવી છું. કે તમે ગભરાઇ જાઓ નહિ. સમજ્યાને

પ્રણયીને પ્રણયી મળે, જીવ ગભરાઈ જાય છે,
પ્રેમી ચક્ષુ પાડીને, દીલ બહુ ખુશી થાય છે.

મણીની ચેષ્ટાથી પ્રેમીલા ઉપર બરાબર અસર થઇ ભાન ભુલી સુંદરનાજ વિચાર કરવા લાગી. મણી પોતાની મશ્કરી કરે છે. તેનું ભાન બીલકુલ રહ્યું નહિ માત્ર પુતળીની માફક જડવત્ થઇ ઊભી હતી. એટલામાં પ્રેમીલાને બોલાવવા સારૂ મણી બોલી ઊઠી.

"ભાભી ખોટું લગાડશો નહિ. એમાં તમારો વાંક નથી. વાંક દુનીઆનો છે. તમારે ત્યાં નવાઇ નથી કહેવત છે કે ભાઇના ત્ય બેન જાય ત્યારે ભોજાઇ રિસાય. ઘરમાં છોકરાને મારે માટે લ્યો આ હું તો આ ચાલી" કહી મણી જેવી ચાલતા જાય છે કે તરત પ્રેમીલાએ પકડી ઉભી રાખી.

અરે આમ અત્યારથી રિસાયે ચાલે કે લ્યો આપ્યા છો તો ચાલ્શો તો પહેરતા જાઓ શું અમારી ફજેતી કરવી છે. ખરૂં છે તો નણંદને ગમે તેટલુંજ આપો પણ ભોજાઇ સારી નથી. મને આમ કર્યું ઢીકણું કર્યું. હજાર વાતો બનાવીને વગોવે છે. મારે આપવામાં પણ શો ભલીવાર છે. "પ્રેમીલાએ અંગુઠાથી જમીન ખોતરતાં ખોતરતા કહ્યું"

"હા ભા તમે ક્યાં નથી જાણતા. કે શું હું એક બે રૂપીઆના સાલ્લાથી રાજી થઇશ, નાના હું તો મારા ભાઇ પાસેથી રૂપીઆ પચાસનું કંકુ નહિ લઉં કે જેથી કંઈ વધારો દેખાય જુઓ ભાભી તમારે અપાવવું હોય તો અપાવજો નહિં તો આપણે મેણાં તો દેવાના"

મણી છાનો રહો, હું ક્યાંથી અપાવું તમેજ કહો દાને એટલે પાર આવે

"હવે મારૂં માને કે પ્રથમ જેમ કહેતી તેમ મારા ભાઇ ચાલતા હવે તમારા કહેના પ્રમાણે ચાલવાનું છે, તમારૂં આપ્યું લેવાનું છે.

પ્હેલા વીરા મારા હતા હવે નાથ તમારા છે;
તમારૂં આપ્યું લેવાના, દોષ બધા તમારા છે.

આપો ભાભી ભાન ભુલી, બન્ને જોડું જોઇને;
રાખે અખંડ તમ જોડલું વીનવું પ્રભુને રોઇને,

મણી શાંન્ત ઉભી રહી. પ્રેમીલા હરખમાં ફુલાતી પ્રેમીલા પોતાના હસ્તમાંથી સોનાનું કડુ કાઢી મણી બા લ્યો હવે રાજી થયાને કહી કડું મણી સામે ધર્યું કે એટલામાં સુંદર પુનઃ બોલી ઉઠયો.

"ધન્ય છે, ઊદાર દીલને સ્ત્રીઓને. ધન્ય છે. પ્રીય તમારા સુંદર કરને આ કડું ધારણ કરી દીપાવો. મણી કડાંની આશા રાખે તેવી નથી.

લ્યો ભાભી જોયુંને હજુ સુધી હાથમાં તો આપ્યું નથી. અને એટલામાંજ મારા ભાઇ ફુલાઇ ગયા અને તમને ધન્યવાદ આપ્યો છે. વાહરે મારા વીરા તમો તો જાણે મારી ભાભીના હીરા મારે કંઈ કડું જોઇતું નથી. કહી મણી દૂર જઇને ઉભી રહી.

"મણી તું રિસાઇશ નહિ. આ ઘરમાં છે. તે સર્વ તાહારૂં. તેમાં અમારો કોઇનો હક નથી. ચાલ તારે કડાની જરૂર હશે તો હું તને મારૂં કડું આપીશ. હોવે! જે માગવાનું છે તેનો આપવા નથી દેતા. અને બીજું કયાંથી આપવાના છો. પ્રથમથી ના માગ્યું. તો પાછળથી કયાંથી મળવાનું છે.

"મણી બા તેનો સમય આવશે તે પણ મળી જશે. માટે તમારા રંક ભાભી ઉપર રિસાશો નહિ." કહી પ્રેમીલા મણીને સ્પર્શ કરવાં જાય છે. એટલામાં ઘડીઆળમાં પાંચ વાગ્યા; જેથી પ્રમીલાએ ઊંડો નીશ્વાસ નાંખ્યો. મણી સમજી ગઇ. પણ પ્રેમીલાએ એક પણ શબ્દ

બહાર કાઢશે નહિ. પ્રેમીલાને શાંન્ત ઊભેલી જોઈ સુંદર પુનઃબોલી ઊઠયો. "પ્રીય! પાંચ વાગ્યા. તમારી માતુશ્રી જાગી ઊઠશે કે તરત તમારી શોધ કરશે. માટે જાઓ પ્રભુ ઇચ્છાથી ફરીથી મળીશું.

સુંદરે પોતાના વિચાર જણાવ્યા. પ્રેમીલાનું અંતઃકરણ દુઃખાવા લાગ્યું. પણ જેમ તેમ કરીને "મણીબા હું જાઉં છું" એટલાજ ઉદગારો કાઢયા.

"મેં કયારે કહ્યું છે કે તમો જાઓ, હા, હા, હું તો સમજી એતો મને કહેવાનું અને મારા ભાઇને શંભળાવવાનું ઠીક છે.

"એમતો એમ, કેમ રજા છે ને" પ્રેમીલાએ પુનઃજવાની રજા માગી. "ભલે જાઓ સીધાવો અને દર્શનનો લાભ આપતા રહેશો. "બહુ સારૂં ઇશ્વર ઇચ્છા બળવાન છે." કહી પ્રેમીલા પ્રેમ ભરી દ્રષ્ટી સુંદર તરફ ફેંકતાંજ રવાના થઇ ગઇ.



## પ્રકરણ ૨૪ મું.

## જગજીવનનું મરણ.



ધ્યાહ્ન કાળનો સમય હોવાથી માણેક અને ત્રીભોવનદાસ પોતાના પાછલા રૂમમાં બેઠાં છે. આ વખતે ત્રીભોવનદાસ ત્રીભુવનનો જાણનાર સીદ્ધ હતો. તેનું અંતઃકરણ શુદ્ધ હતું. પવિત્રતા, પુત્ર વાત્સલ્ય પ્રેમ તેના હૃદયમાંથી ઉભરાઇ જતો હતો. તેની ચક્ષુઓ માણેકને જોતી હતી. તેની ચક્ષુઓ તેની દૃષ્ટી ઉપરથી એમ સમજાતું હતું કે ત્રીભોવનદાસની ચક્ષુઓ માણેકનોંજ ઉપકાર માનતી હતી. ત્રીભોવનદાસને કંઇ વિચાર થઇ આવવાથી બોલી ઉઠયો.

વ્હાલી હજૂ સુધી અંદર કેમ આવ્યો નથી.

"વ્હાલા હજું તે હમણાંજ આવતો હશે. આટલામાંજ હશે માટે ફીકર કરશો નહિં માણેક પોતાનો અભીપ્રાય જણાવ્યો.

સતી સુંદરનું અંતઃકરણ મારી સાથે કેમ મળતું નથી. જેટલો તારી સાથે બેસી વાતચીત કરે છે. તેટલો મારી પાસે બેસીને તેના દુઃખની વાત કેમ નહિ કરતો હોય વારૂ" ત્રીભોવનદાસે પોતાનો વ્હેમ જાહેર કર્યો.

વ્હાલા કુદરતી કારણ છે. બાળકનો પ્રેમ જેટલો તેની માતુશ્રી ઉપર હોય છે. તેટલો પ્રેમ તેના પીતા ઉપર હોતો નથી

નાનપણથીજ બચ્ચાઓ પોતાની માતા પાસે રહેલાં હોવાથી વધારે પ્રેમ તેમની માતાઓ ઉપર હોય છે.

વ્હાલા કુદરતી નીયમ પ્રમાણે પુરૂષોના કઠણ હૃદયોથી બાળકોના અંતઃકરણ તેમના પીતા સાથે મળી શકતા નથી. બાળકોને મારવામાં તેમને હરકોઇ ચીજ આપવામાં પીતા પોતાનો સ્વભાવ જલ્દીથી બહાર પાડે છે, માતા છોકરાઓ ગુનો કરે છતાં તેનો ખ્યાલ કરે છે. માટેજ છોકરાંના અંતઃકરણ માતા સાથે મળે છે. તેટલા તેમના પીતા સાથે મળી શકતા નથી માણેક પોતાનો વિચાર બતાવ્યો.

"વ્હાલી તારૂં કહેવું સત્ય છે. બાળકો પોતાના પીતા તરફ પ્રેમ નથી રાખતાં તેનું કારણ મારા જેવા સ્વાર્થી પીતા હોય બાળકોના સાપ. બાળકોને ડંસ દેનાર તેમના લોહીને ચુસનાર પીતા હોય છે. આપણા ઘરમાં આપણા બાળકોને દુઃખ આપનાર હું પોતે છું. પ્રથમથી તેમના ઉપર અયા ચારો કરી તેમના અંતઃકરણ મેળવવા છતાં મળી શકતાં નથી.

પ્રથમ ન મળ્યું મન પાછળથી શું મળનાર છે.
જેવો રાખવો તેવો પ્રેમ પીતા કરનાર છે.

વ્હાલી પ્રથમથી મેં બાળકો ઉપર વાત્સલ્ય પ્રેમ રાખ્યો હોત તો મારી આ દશા, થાત નહિ, ત્રીભોવનદાસે નિરાશા બતાવી.

"વ્હાલા નિરાશ થશો નહિ. પ્રભુ કૃપાએ તેજ બાળકો આપના આશરા તળે રહી સુખી થશે. જે થયું છે. થાય છે. તે વીધીના લેખ પ્રમાણે થયા. કરે છે. તેમાં મનુષ્યોનો દોષ નથી. સુંદરના આવવાથી હું આપની સાથે મેળવી આપીશ.

'દેવી આપનો હું ઉપકાર માનું છું. મારા પાપી વિચારોને ફેરવનાર સુખી દુનીઆ બનાવનાર વ્હાલી તું છે. તુંજ સતી દેવી છે. જેને ત્યાં તારા જેવી સ્ત્રીઓ હોય તે પુરૂષને ધન્ય છે. અને તેવા પુરૂષો ચારિત્રથી પવિત્ર થઇ સ્વર્ગમાં સીધાવે છે. અને સ્ત્રી પોતેજ ભવસાગર તરવાનું નાવ છે."

આ પ્રમાણે વાર્તાલાપ ચાલી રહ્યો છે. એટલામાં સુંદર એક ઝીણી મલમલનું ખમીસ પહેરી ખુલ્લા શીરે પોતાની માતુશ્રી પાસે આવી "માતાજી મને બોલાવ્યો "સુંદર બે હસ્ત જોડી ઉભો રહયો, માણેક શુદ્ધ અંતઃકરણને રોકી બોલી,

"મારા કુલ દીપક રાજા ગાદી ઉપર હોવા છતાં પ્રધાનને નમસ્કાર હોય કે? માણેક વીનયથી કહ્યું.

"માતુશ્રી રાજા ગમે તેવા હોય પણ રાજની લગામ પ્રધાનના હાથમાં હોય છે. સારા નરસાનું જેને ભાન હોય છે. તેને નમસ્કાર હોય છે. ચમત્કારે નમસ્કાર નથી. પણ પ્રથમથીજ નમસ્કાર થાય છે." સુંદર! વાકય બાણુથી મારૂં કાળજુ વીંધીશ નહિ. મારા અંતઃકરણમાં તેલ રેડીશ નહિ. મારા ગુન્હાઓ માફ કરી તારા રંક પીતા તરફ દ્રષ્ટી કરી તારા અંતઃકરણની અંદર ખોટા વ્હેમ લાવીશ નહિ. શું તારૂં અંતઃકરણ મારી સાથે નહિ મળે. ત્રીભોવનદાસ વચમાંજ બોલી ઉઠયો.

"પુજ્ય પીતાશ્રી અંતઃકરણને જે બાજૂ વાળો તેમ વળે છે. જેવું માણસ તેવું અંતઃકરણ થાય છે. બાળક આગળ પોતાના પીતાએ માફી માગવી તે મને ઘટીત નથી, પુજ્ય પીતાશ્રી માફી પ્રભુ પાસે માગો કે કંઇક રહેશે મનનો મેલ કાઢી આપનું શુદ્ધ

અંતઃકરણ કરે. આપનો મારા ઉપર આજનો પ્રેમ જોઇ હું તમારો ઉપકાર માનું છું. અને તે પ્રમાણે તમારા બાળકો ઉપર પ્રેમ રાખશો. એમ ભવિષ્યમાં માગણી કરૂં છું" કહી સુંદર બે હસ્ત જોડી ઉભો રહ્યો.

"પ્રીય બાળક દીર્ઘાં યુષી રહો. તમારા ભવિષ્યમાં તમે સુખી રહો. સુંદર મારા વ્હાલા બેટા મને સુખી અથવા દુઃખી કરવો તે તારા તેમજ તારી પવિત્ર માતુશ્રીના હસ્તમાં છે." ત્રીભોવનદાસે પોતાનો વિચાર જણાવ્યો.

"પીતાશ્રી સુખી કે દુઃખી મહાન પ્રભુ કરનાર છે. જેવા અંતઃકરણ તેવો તેનો ભાસ થાય છે. પ્રભુની ઇચ્છા સિવાય કંઇ પણ થઇ શકતું નથી. વીધી પોતાનો અમલ પોતાના વિચારો પ્રમાણે કરે છે. અને નસીબનો આધાર તેમના ઉપર હોય છે.

ભવ સાગરમાં સુખ દુઃખ તણા નાવડાં જાય ચાલી.
ન થાય નજર વીધી નીનો અધવચમાં નીચે કુંટાઇ.

સુંદર બોલતો બંધ થઈ ગયો કે માણેક પુનઃ બોલી ઉઠી.

"બેટા સુંદર આપણી મણીના લગ્ન માટે દિવસો નક્કી કરવાના છે. તારા પીતાશ્રીએ ઘનસ્યામના છોકરા જગજીવન સાથે લગ્ન કરવાનું નક્કી કર્યું છે. તો તારો તેમાં શો અભીપ્રાય છે.

માતુશ્રી આપ બંને પુજ્ય હાજર છતાં મારા અભીપ્રાયની શી જરૂર છે. આપ બાળકોને જેવી સ્થીતિમાં રાખવા ધારશો તેવી સ્થીતિમાં રહેવા બાળકો કબુલ કરશે માટે આપ હવે જે કરશો તે કબુલ કર્યા સિવાય છુટકો નથી બાળકોના પાળક તમો છો આપ માલીક છો દામથી વેચો તો પણ હમે વેચાવા ખુશી છીએ સુંદરે અભીપ્રાય જણાવ્યો.

"ભાઇ તું હવે બાળક નથી. પણ અમારા મિત્ર છે, સલાહ કાર છે. તેથી તારા અભીપ્રાયની અમારે જરૂર છે. માટે અમને તારા હસ્તથી રસ્તો મળવો જોઇએ અમો એ બાબત બરાબર વિચાર કર્યો છે. પણ તેમાં અમારી મતી પહોંચી શકિત નથી. તેથી તને પુછવાની જરૂર પડી છે" માણેક કારણ સમજાવ્યું.

"જેની જરૂર મણીને છે. તેની મને ખાત્રી કમથાય. તમારા જે વિચારો છે. તે વિચારો મણીના નહિ હોયતો ફરી આપાણું બીલકુલ ચાલી શકવાનું નથી. માટે જેને જરૂર છે. તેને બોલાવીને પુછો કે જેથી આપને તેનો માર્ગ મળી આવશે." સુંદરે મણીના ઉપર ઢેળી પાડયું.

"મણી હાલમાં મકાનમાં નથી- તેનું શું કરવું"

"માતુશ્રી જે વખતે હું આપની પાસે આવ્યો તે વખતે અમો બંને જણ સાથે ઘરમાં આવ્યા છીએ આપનો હુકમ હોય તો તેને હું બોલાવું સુંદર હુકમની રાહ જોવા લાગ્યો. "બોલાવ મારી મણીને અહિંઆં બોલાવ. તેના ભવિષ્યમાં સુખ શી રીતે થાય તે તેના મુખથી શાંભળ્યાથી આપણને દોશ લાગે નહિ. સુંદર ધન્ય છે તારી અકલને બેટા બોલાવીને જલ્દી આવ. માતુશ્રીનો હુકમ શાંભળતાંજ સુંદર રવાના થઇ ગયો. મણીતો રાહ જોઇનેજ બેઠી હતી. સુંદરે ઇસારો કર્યો કે તરત તેની સાથે ચાલી આવી. મણીને જોતાંજ ત્રીભોવનદાસ પુનઃ બોલી ઊઠયો.

'આવ ! બેટા મણી તું પણ બરાબર મણીજ છે."

"પીતાશ્રી તે આપની કૃપાનુંજ કારણ છે. પણ મને કેમ બોલાવી." મણીએ હ્રીઅર્થી જવાબ આપ્યો.

"બેટા મણી. મારી વ્હાલી દીકરી તારા લગ્ન સબંધીની વાત તને પુછવાની છે. માટે તેમાં અમને નિરાશ નહિ કરતાં તું અમને યોગ્ય જવાબ આપજે, મણીએ પોતાની માતુશ્રીના બોલવા ઉપર કેટલોક સમય વીચારમાંજ ગાળ્યો તેને કંઇ વિચાર નહિ સુજવાથી...શું એક વખત આપેલું વચન ફરી જશે. એટલાજ ઉદ્ગારો મણીના મુખમાંથી નીકળતાજ સર્વ જણુ નિરાશ થઈ ગયાં. પણ જમાનાની ખાધેલી માણેકને કંઈ હિંમત આવી અને પુનઃ બોલી ઉઠી.

"તે લગ્નને તું માન્ય રાખવા ખુશી છે."

"પુજ્ય માતા પીતાશ્રીએ જેની સાથે લગ્ન કરવાનું નક્કી કરવું છે તે વિચાર ઘનશ્યામના છોકરા સાથે કરવાનો તો પછી તમને નિરાશ નહિ કરવા તે મારી ફરજ છે. ભલે મને દુઃખ પડે અથવા સુખ પડે તેની મને પરવા નથી. મારા કમભાગ્યની અંદર જે પ્રમાણે લખ્યું હશે. તે પ્રમાણે થયા કરશે. તેની આપ ચિંન્તા નહિ કરો" મણીએ પોતાનો વિચાર જણાવ્યો.

"મણી ગભરાઇશ નહિ. મારા મલીન અંતઃકરણથી મારી સ્વાર્થી લાલચોથી તારા ભવિષ્ય. તારા સુખમાં પત્થર પડેલો છે. તે મારી કુબુદ્ધીનું કારણુ છે. કુબુદ્ધિથી તારૂં ખરાબ કરવા ધાર્યું હતું. તેવીજ રીતે શુબુદ્ધીથી તારૂં શ્રેય કરવા ધારૂં છું. સ્વાર્થી લાલચોને દૂર કરવા માગું છું લીધેલી રકમ પાછી આપવા ચ્હાઉં છું. માટે મણી શાંન્ત થા બેટા ગભરાઇશ નહિ." ત્રીભોવનદાસે પોતાનો વિચાર જાહેર કર્યો. કે મણી પુનઃ બોલી ઉઠી.

"નહિ પીતાશ્રી તે પ્રમાણે કરવાની જરૂર નથી. મારા માટે આપનું વચન જાય તે પાપ છે. અને તે પાપ મારા શીર ઉપર

આવે, માટે જે તમારો વિચાર છે તેજ ખરો છે અને તે મારે કબુલ છે.

"સસુર મણી તારા વાક્યને આગળ લંબાવીશ નહિ. રતિલાલના સ્નેહને ભુલીશ નહિ" સુંદરનો અવાજ મણીના મગજની અંદર તીરની માફક ભોંકાઇ ગયો. ચીત ચકડોળે ચઢી ગયું. રતિલાલ તેની દ્રષ્ટીએ તરી આવ્યો. રતિલાલ મણી આગળ વીનવતો હોય એમ દેખાવા લાગ્યું. મણી ભયભીત થઇ ગઈ. રતિલાલને જાણે જોતી હોય એમ એટી નજરે દિવાની સામે જોઇ રહી અને બોલવા લાગી......

"રતિલાલ મને માફ કરો. પાપમાં ન નાંખો. મારા પીતાશ્રીના વચન મુજબ હું કરવા વારું છું. મારા ઉપર તમારો જે પ્રેમ હોય તે વીસારી દેજો. મારી ઉપર તમારો પ્રેમ હોય તે ભુલી જજો. જાઓ રતિલાલ તમારું કાન્તીમય મુખારવીંદ મને બતાવી મારા વિચારોને ફેરવશો નહિ. જાઓ તમે તમારા રાહ પર ચઢી જાઓ. મને મારા રાહ પર જવા દો. બસ હું જઇશ. તમે મારા અંતઃકરણમાંથી નીકળી જાઓ.

"મણી ખ્યાલ કર, દિવાની થઇ જઇશ નહિ. શરમ રાખ, માતા પીતાનો ખ્યાલકર" સુંદરની ટકોરથી મણી ઝબકી શુદ્ધીમાં આવી કે પોષ્ટમેને આવી પત્ર ત્રીભોવનદાસના હસ્તમાં આપ્યો. વાંચી જોતાં જગજીવનનું મરણ થયું. તેવી શોકજનક સ્થીતિ સંભળાવતા વિચાર આગળ ઉપર રાખી સર્વ બીજા કામમાં ગુંથાયાં.



# પ્રકરણ ૨૫ મું.

## હાય! શું આ ચમત્કાર



ગજીવનદાસનું મણી સાથે લગ્ન કરવાનું નક્કી કરયું હતું. તેને મરણ પામે લગભગ બે માસ થવા આવ્યા હતા. તેથી ઘનસ્યામ ત્રીભોવનદાસ પાસે આવી રૂપીઆની માગણી કરી રહયા છે. તેની પાસે માણેક સુંદર અને ત્રીભોવનદાસ બેઠેલાં છે.

"હરી ઘનસ્યામ જેનો માલ છે. તેજ લે છે આપણુને બીલકુલ હક નથી. જન્મની સાથે મરણ હોય છે, પ્રભુને જે ગમ્યું તે ખરૂં તેમાં આપણે શું કરવાના હતા. પ્રભુ ઇચ્છા પ્રમાણે ચાલવું તેજ આપણો ધર્મ છે. ત્રીભોવનદાસે આશ્વાસન આપતાં કહ્યું.

"ત્રીભોવનદાસ આપનું કહેવું સત્ય છે. કુદરત આગળ કોઇનું ચાલ્યું નથી કે ચાલવાનું નથી. તો પછી મારૂં ત્યાં શું ચાલવાનું છે. ઇશ્વરાધીન દેવતાતો આપણે પામર પ્રાણી તેના આગળ શું વિસાતમાં છે. પણ એનો કહો કે પેલા રૂપીઆનું શું કરવાનું છે. ઘનસ્યામે પોતાની મતલબની વાત કાઢી.

"ઘનસ્યામ તે પૈસા સબંધીની હકીકત તમે જે જાહેર કરો તે ખાલી ફાંફાં છે. તે પૈસા તમને મળનાર નથી. ત્રીભોવનદાસે પોતાનો વિચાર દર્શાવ્યો.

"શું ત્યારે મારો અર્થ અને ગર્થ બંને જશે. ત્રીભોવનદાસ આમ આડું બોલો છો તે સર્વ મીથ્યા છે. માટે ભલા થઇને પૈસા આપો તો સારી વાત છે.

"પૈસા તમે શા આધારે માગો છો. તમે કંઈ દિવાલા તો થયા નથી ને ભાઇ હું તો જ્યારથી જગજીવન મરી ગયો છે. ત્યાર થીજ દિવાયો થઇ ગયો છું જ્યાં સુધી પૈસાની સવડ નહિ થાય ત્યાં સુધી આજ સ્થીતિમાંજ રહીશ.

"ભલે તેની મને પરવા નથી. પણ કંઇ તો વિચાર કરો કે આ પૈસાનો હકદાર કોણ તેતો કહો કે લાવોજ પૈસા.

"હકકદાર હું મેં આપ્યા છે. અને હું તેનો માલીક થાઉં છું. તો પછી શું જોવાનું રહ્યું. માટે મારા મહેરબાન પૈસા તો તમારે જરૂર આપવા પડશે

"ગમે તેમ થાય પણ તે પૈસા તમને મળશે નહિ. કારણ એજ કે તમારો જીગજીવન જીવતો હોય અને હું રૂપીઆ પાછા આપતતો બેત ખરા કે ? અને કદાચ મણી મરી ગઈ હોત તો પૈસા કોના હસ્તમાં જાત તેનો ખ્યાલ કર્યો છે,

"મણીનું તે પ્રમાણે થયું હોત તો પૈસા તમારાજ હતા પણ મને એ જાણુએથી નુકશાન લાગેલું છે તેથી મારૂં કાળજું ઉથલ પાથલ થઇ જાય છે. માટે જો પૈસા નહિ મળે તો નાતમાં જાહેર કરીશ અને તમારી પાસેથી પૈસા લઇશ. શું તમે મારા પૈસા નહિ આપો ?

આ પ્રમાણે છેલ્લું વાકય સાંભળતાંજ એક પુરૂષ આવીને ઉભો રહ્યો કે તેણે હદગારો કઢિયા.

"ઘનશ્યામ સૌને આશાઓ હોય છે. પણ તે આશા સફળ કરનાર મહાન પ્રભૂ સિવાય બીજા કોઇની શકતી નથી. તને અને ત્રીભોવનદાસને બંનેને સરખી આશાઓ હતી. છતાં ઇશ્વરની મહેર-બાની નહિ હોવાથી તારા ત્યાં નિરાશા જણાઇ, નહિ તો શું ત્રીભોવનદાસ મણીનું લગ્ન તારા ત્યાં કરત, ખ્યાલ કર, પ્રભુની જ્યાં તારા ઉપર અવ કૃપા થઇ તો પછી તેમાં મણી કે ત્રીભોવનદાસનો શો વાંક છે. નાત નાત શું કરે છે. નાતમાં જ્યારે આવાં કુધારા હેડ છે. ત્યારેજ એક બીજાના અંતઃકરણ દુઃખાવા લાગ્યા છે. જ્યારે નાત પ્રભુની દુનીઆની આગળ ગુન્હેગાર છે. તો પછી તારો ન્યાય શી રીતે કરશે. જે વખતે તેં ઠરાવ કર્યો હતો તે વખતે તેં શું નાતને પુછીને કામ કર્યું હતું. માટે આપના કર્મો આપના હૈયે વાગે તેમાં નવાઈ નથી."

આવનાર પુરૂષના લાંબા ભાષણથી હૃદય ચક્ષુઓ ઊઘડી શાંન્ત થઇ બેસી રહયો. પોતાના દીલમાં હવે પૈસાનું શું કરવું તેની ભરડોલ થવા લાગી. વિચારમાં પડી ગયો તેને કંઇ યાદ આવવાથી બોલી ઉઠયો,

"મહા પુરૂપ તેની હવે શી વ્યવસ્થા કરવી તેનો મને ઉપાય સમજાવો કે જેથી નાતનું તેમજ બધાનું કલ્યાણ થાય.

ઘનશ્યામના બોલવા ઉપર આવનાર પુરૂષે બરાબર ધ્યાન આપ્યું. તેનો વિચાર કરવા લાગયો. તેને કંઇ થઇ આવવાથી ત્રીભોવનદાસ તરફ ફરી બોલવા લાગયો.

"કેમ ત્રીભોવનદાસ તારો શો વિચાર છે. તારે તે પૈસાની શી વ્યવસ્થા કરવાની છે. તે મને જલદી કહે કે જેથી શ્રેય થાય.

"એની વ્યવસ્થા કરવાની કંઇ જરૂર નથી. પૈસા ત્રીભોવનદાસનાજ છે. તેમાં કોઇનો હક છેજ નહિ." ત્રીભોવનદાસે પોતાનો વિચાર જણાવ્યો.

"સમજ ત્રીભોવનદાસ સમજ શું તે પૈસા કન્યા વિક્રય નથી તેનો ખ્યાલ કર. અને પવિત્ર અંતઃકરણને અપવિત્ર કરીશ નહિં. પાપમાં પડીશ નહિ. જેવો સુધર્યો છે તેવો પાછો બગડીશ નહિં પ્રભુએ તારા શુધ્ધ અંતઃકરણને લીધે તારા ગુન્હાઓ માફ કર્યા છે. માટે ફી ગુન્હાઓ કરવા તારો વિચાર કરીશ નહિ. નહિ તો તારી પાછી દશા પ્રથમ કરતાં પણ ખરાબ થશે.

"શું! તે પૈસાથી મારી દશા ખરાબ થશે. હાય! પ્રભુ બચાવો ત્રીભોવનદાસ વચમાંજ બોલી ઉઠયો.

"પીતાશ્રી જેની આપણને જરૂર નથી. તેવા પૈસાને છાજ દુઃખી થવાની શી જરૂર છે. માટે તેવા હરામના પૈસા નહિં લેતાં ખરી મહેનતના પૈસા લો કે જેથી આપના દેહનું કલ્યાણ થાય." મણીએ બોધ વચનો કહ્યાં.

"ધન્ય છે. મારી ગુણવંતી દીકરી તારા સદબોધ પ્રમાણેજ હું તે પૈસાની સવડ કરીશ. હરામના પૈસાની મારે બીલકુલ પરવા નથી. માટે મહાપુરૂષ તે પૈસાની આપ જે પ્રમાણે સવડ કરશો તે પ્રમાણે મારે કબુલ છે. લ્યો ચાવીઓ તમારા હસ્તથીજ તે પૈસા લઇ લો." કહી ત્રીભોવનદાસે ચાવીઓ ફેંકી દીધી. કે તરત આવનાર પુરૂષ બોલી ઉઠયો.

"ધન્ય છે. સતી માણેકના પતિ તને ધન્ય છે. અને તારા

ફરેલા અંતઃકરણને ધન્ય છે. ત્રીભોવનદાસ તારા હસ્તથી અમને રૂપીઆ આપ કે જેથી પુન્યનો માર્ગ તને મળે, માટે ચાલ વિચાર કરીશ નહિ.

"મારી તેમાં બીનકુલ મનાઈ નથી. મારે કન્યાનો પૈસો જોઇતો નથી. માટે ચાલો હું તમને પૈસા ગણી આપું" કહેતાંની સાથે માણેક, ત્રીભોવનદાસ, સુંદર, મણી ઘનસ્યામ જ્યાં આગળ કેશ રૂમ હતો. ત્યાં આગળ આવી પહોંચ્યા. જુદા મુકેલા રૂપીઆની થેલી ઉપાડી તેનું મોં ખુલ્લું થવાથી ત્રીભોવનદાસે ખાલી ઉંધી વાળી અંદરથી કાનખજુરા, વીંછી આમ તેમ નાશ ભાગ કરવા લાગ્યા. ઝેરી જીવજંતુને જોતાંજ "હાય! શું આ ચમત્કાર" બોલતાંજ ત્રીભોવનદાસ હેબક ખાઇ ગયો. કે આવનાર પુરૂષ પુનઃ બોલવા લાગ્યો.

"હા! તેજ પાપીઓને કરાવવાનો નમસ્કાર ત્રીભોવનદાસ જોયું હરામના પૈસાની શી હકીકત થાય છે તે.

હરામના જે પૈસા લે તે હરામ વાટે જાય છે.
જે કરે ઉપયોગ તેનું સત્યાનાશ જાય છે.

માટે હવે પછી ખ્યાલ કરજે. અને આવા પૈસા લેવાનો બીલકુલ ખ્યાલ કરીશ નહિ. ધનસ્યામ બોલ્યા હવે આની શી સવડ કરવાની છે. મહાપુરૂષે કહ્યું.

"કરણી તેવી પાર ઉતરણી સૂણી દુઃખી થવાય છે.
હરામના ભેગા કરેલા પૈસા ઉકરડે નંખાય છે.

માટે તેની સવડ બીજી એકે નહિ. પણ તેને ઉકરડે નાંખી દો તે સિવાય તેનો બીલકુલ ઉપાય નથી. ઘનસ્યામે પોતાના વિચાર

જણાવતાં એક પછી એક દરેક ઝેરી જીવજંતુને એક કુંભના અંદર ભરી ફેંકી દેવામાં આવ્તા. ધનશ્યામદાસ શુદ્ધ અંતઃકરણ કરી પોતાના મકાન તરફ રવાના થયો આવનાર પુરૂષ પણ રવાના થઇ ગયો. વ્હાલા વાંચક આવનાર પુરૂષ તે બીજો કોઈ નહિ પણ આપણા સહેવાશમાં આવેલો ભેદી પુરૂષ હતો.

વ્હાલા વાંચક બંધુ કન્યા વિક્રય તેજ આપણો નાશ કરનાર શત્રુ છે. કન્યા વિક્રય પશુને વેચવા બરાબર છે. માટે જો તમારૂં ભલું ચ્હાઓ તો દેશમાંથી કુધારો કાઢી નાંખશો કે જેથી તમારૂં શ્રેય થશે અસ્તુ.



## પ્રકરણ ૨૬ મું.

### બહાદુરસિંહ બાવો થયો.



આપણને બહુ વખત થયો પણ હજુ સુધી આપણે પરસનની ખબર લીધી નથી. માટે તે પણ બાબત યાદ કરવાની ખાશ જરૂર છે. પરસન ભોંયરાની અંદર બહાદુરસિંહના પાસે બેઠેલી છે. તેની વીકારની દ્રષ્ટી હરવખત બહાદુરસિંહ તરફ ફરતી જણાય છે. બહાદુર અખંડ રાત્રીનો ઊજાગરો હોવાથી નીદ્રાધીન થએલો છે. તેના મુખ ઉપર થતા ફેરફારો પરસન નિહાળતી હતી. બહાદુરસિંહ અર્ધ મૃત પડેલો હતો. તેનો જીવ બીજી બાજુ તરફ ફર્યો હતો. આ વખતે તેને કોઇ મારતું હોય એવો તેને ભાસ થતો હતો. નીદ્રામાં તે કંઇ બડબડી જતો પણ પરસનથી કંઇ સમજી શકાતું ન હતું. પાછા તેના મુખમાંથી પુનઃ ઊદગારો નીકળ્યા.

અરે ધર્મીષ્ટ પુરૂષો મને કટાર નહિ ભોંકો. હવે પછી હું આવું ઘાતકી કામ નહિ કરૂં. પાપી પરસનનો ત્યાગ કરીશ. સ્વપ્નવત્ પડેલા બહાદુરસિંહના મુખમાંથી ઊદગારો નીકળતાંજ પરસન અપ્રસન્ન થઇ ગઇ. ચક્ષુઓના ડોળા બહાર નીકળી ગયા જેમ વાઘણ છલંગ મારે તેમ ઉછળીને દૂર જઇને ઉભી રહી પુનઃ ક્રોધાવેસમાં આવી બોલવા લાગી,

"ચંડાળ તું મને શું છોડવાનો છે. હું સમજું છું કે તું ઢોંગી છે. કાયર છે. ના મર્દ છે. તેથીજ તું મને ફસાવવા માટે આવા ઉદગારો કાઢે છે. હું તને આવો જાણતી તો તારો પક્ષ હું

કદાપી કાળે લેતી નહિ. એ બુદ્ધિહીન વીલાસી તેજ મને આવી ના મર્દના હાથમાં જવા કમભાગ્ય બનાવી છે. પણ ઠીક છે. આ કટારથી આ પાપીનું પહેલું ખુન કરી. પછી હું તારી ખબર લઇશ. માટે યાદ રાખ હું જોઉં છું કે તું મને છોડે છે કે હું તને છોડું છું

(પાછા વિચાર બદલાયા)

જાગ, જાગ, મીઠી નીદ્રાના લેનાર ચંડાળ તું જાગ શા હેતુથી સુખે નીદ્રા લઇ રહ્યો છે તું એમ નથી સમજતો કે આ તારા ખુનની પીનાર ડાકણ હજુ સુધી જીવતી છે, માટે યાદ રાખ હું તને હમણાં બતાવું છું. કહી કટાર જેવો મારવા જાય છે કે પાછળથી તેનો કોઇએ હસ્ત પકડ્યો હોય, એમ દેખાયું. પાછળ દ્રષ્ટી કરી જુએ છે તો જે જોગીએ બહાદુરસીંહનું નાક કાપ્યું હતું. તે જોગીને જોતાંજ "સાધુડા મને મુકી દે ચંડાળનો પ્રાણ લેવા દે" કહી પરસન તેની સામે ફરી ગઇ. જોગી બોલવા લાગ્યો.

"કામાંધ વિષય વાસનાથી ભરેલી કુલટા તું મને શું કહેવા માગે છે." પરસન વચમાંજ બોલી ઉઠી.

"ચંડાળણી હું એજ કહેવા માગું છું કે જેનો આશરે તું પડી છે. તેનો તું નાશ કરવા બેઠી છે. ધીક્કાર છે તારી જાતને તું સ્ત્રી નથી રાક્ષસી છે. કુલટા છે, તેથીજ તારા અધમ કૃત્યોથી નાશ થવાનો છે. તે તું નક્કી સમજી લેજે શું તારી પાપમય બુધ્ધીને આ સુતેલો ચંડાલ તાબે નથી થયો જોગીએ પ્રશ્ન કર્યો.

"જ્યાં સુધી મારા વેરની વસુલાત થઇ નથી. ત્યાં સુધી મારૂં કાંઇ પણ કાર્ય થયું નથી. એમ મારી ધ્યાનમાં છે. પણ તેના

વિચાર ફેરવાએલા જોઇ પાપીને યમ લોકમાં પહોંચાડયા સિવાય રહીશ નહિ. તે નક્કી સમજી લેજે.

"વીયાંધ વનીતા તારૂં કે એનું બેમાંથી કોઇનું ધાર્યું થવાનું નથી તે તૂં બરાબર સમજી લેજે ખરેખર જ્યારે માણસને ઠોકર વાગે છે. ત્યારે સમજ પડે છે. અને તેથીજ તેના વિચારો બદલાય તેમાં નવાઇ નથી. તે તું જાણી લે જે. પાપી સ્ત્રી આગળ જતા તારા બુરા હાલ થવાના છે, તે તૂં સીદ્ધાંત સમજી લેજે."

જોગીના ભાષણ ઉપરથી પરસન :વધારે ખીજવાઇ એકદમ કટાર લઈ જોગીને મારવા જાય છે. એટલામાં એક ભયંકર અવાજ થતાંજ એક જોગીને બદલે દશ બાર જોગી દેખાવા લાગયા. પરસન નવાઇ પામી કોને મારે તેના ખ્યાલમાં હતી. એટલામાં બહાદૂરસીંહ ઝબકીને જાગી ઉઠયો. અને એકદમ "પરસન આ સાહસ કર્મ કોના માટે છે." ગભરાતાં એટલાજ ઉદગારો નીકળી પડયા કે પાપી બહાદૂરસિંહ આ કાર્ય તારા માટે છે; પરસને પ્રત્યુતર આપ્યો.

પરસનનો જવાબ સાંભળતાં બહાદુરસિંહ નવાઇ પામ્યો આમ એકા એક પરસનને ફરેલી જોઇ બહાદુરસિંહ બોલવા લાગ્યો

" પરસન આ પ્રમાણે ફરવાની શું મતલબ ?

" પાપી ચોર શું મારા દુસ્મનોને બચાવવાની તારી ઇચ્છા છે, મસલત પણ યાદ રાખ કે તારો પ્રાણ લીધા સિવાય રહેવાની નથી। તારા આજે સદભાગ્ય કે આ સાધુડાએ તારો પ્રાણ બચાવ્યો નહિ તો તું હતો નહતો થઇ જાત, "પરસને ભુલથી જણાવ્યું.

"શું મારા દુશ્મનેજ મારો પ્રાણ બચાવ્યો.

"હા તેજ સાધુએ મારી આશામાં નિરાશા બનાવી" પરસને એધડકથી જવાબ આપ્યો. પોતે શું બોલે છે. તેનું પણ તેને ભાન નથી. પરસનના જવાબથી બહાદુર સિંહનું મગજ ભમવા લાગ્યું. ધર્મ અને નીતિ ઉપર તેનું દીલ દોરાવા લાગ્યું. શુદ્ધ પવિત્ર અંતઃકરણથી બહાદુરસિંહ બુમ મારી "પ્રભુ! મને બચાવો" ઉદગાર્યો કાઢી બે હસ્ત જોડી ઊભો રહ્યો.

પાપીને આ પ્રમાણે ફરેલો જોઇ તેના અંતઃકરણની પરિક્ષા લેવા માટે સાધુ વીનવતાથી બોલી ઊઠ્યો.

"બહાદુરસિંહ તને બચાવનાર મહાન પ્રભુ છે. પણ સ્ત્રીઓ કેવી હોય છે તેની ખાત્રી તો થઇ હશે માટે જો તારે પ્રભુને ઓળખવા હોય તો તારા દરેક માણસોને પાસે બોલાવી તારા દરેક ધન ભંડારને લુટાવી દે. માલ ખજાના ઉપરથી તારો હાથ ઉઠાવી લે અને તારૂં શીર આ દિવાલ સાથે અફાળ કે તારા પાપની પુર્ણાહુતી થાય. જોગીનું ભાષણ બહાદુર સિંહની છાતી ફાડી નાખે તેવું હતું. અને તેના વાકયોની અસર બહાદુરસિંહના મગજની અંદર બરાબર થવાથી જોગીના કહેવા મુજબ કર્યું. ફકત દિવાલ સાથે પોતાનું શીર અફાળવું કે કેમ તેનો ખ્યાલ કરવા લાગ્યો. બહાદુરસિંહનું અંતઃકરણ દુખાય છે. એવી જોગીના મનને ખાત્રી થવાથી બહાદુરસિંહ તારાથી કંઈ પણ થવાનું નથી. માટે તું તારા કર્યા ભોગવ હું જાઉં છું. જોગી ચાલવા લાગ્યો. ધર્મનો જુસ્સો બહાદુરની નસેનસમાં પ્રસરી જવાથી ખબરદાર મહાપુરૂષ પાપીને તારી આગળ વધો. તે સિવાય જાઓ તો તમને બ્રહ્મ હત્યા છે. કસમ આપવાથી જોગી

ત્યાંજ થંભ્યો કે બહાદુરસિંહે પોતાનું ભાલ કપાળ ખુલ્લું કર્યું જેવું શીર વિલાસતે મારવા જાય છે કે તરત અવાજ થતાંજ ભોંયરાની અંદરથીજ એક વૃદ્ધ સાધુને આવતો જોયો સાધુએ આવતાંજ "સબુર બેટા બહાદુરસિંહ સબુર" અવાજ થતાંજ બહાદુરસિંહ ચમક્યો કાંન્તીવાન ધર્મીષ્ટ સાધુને જોઇ બહાદુરસિંહે તેના ચરણો પકડી લીધા સાધુને જોતાં આવેલો જોગી પણ ચરણે પડયો

"કલ્યાણ સુખી રહો." બંને જણને આર્શીવાદ આપી શાંન્ત પડયા કે વૃદ્ધ સાધુ બોલી ઊઠયો

"બેટા બહાદુરસિંહ તને ધર્મનું જ્ઞાન આપનાર તે મારો શીષ્ય છે. અને તેજ શિષ્ય તારા પરિચયમાં ઘણાં વર્ષ સુધી રહેલો છે. તેથી તું એને ઓળખી શકતો નથી કારણ કે જે દુનિઆનો નાસવંત ચહેરો હતો તે હાલ પલાયન થઇ ગયો છે. અને અત્યારે ધર્મના પટથી તેનું મોં છુપાવેલું હોવાથી તને તેની ઓળખાણ નથી. પણ આગળ જતાં મારી સુધ્ધાં તને ઓળખાણ આપીશ માટે બોલ તારે અહિંઆં રહી. પ્રભુનું નામ લેવું છે કે અમારી સાથે આવવું છે. તે અમને જણાવ.

"ગુરૂ આ કાની દુનીઆની અંદર મતલબ સિવાય કંઇ પણ કામ થતું નથી. એ સંસારની જાળીઓમાં ફસેલા દરેક પ્રાણીઓ સ્વાર્થી લાલચોને વળગી રહી પ્રભુના ગુન્હેગાર થાય છે. અને પ્રભુ

શું છે. તે હૃદય ચક્ષુથી અંધ થએલા મનુષ્યોને દેખાતું નથી માટે આ ફાની દુનીઆમાં રહેવા કરતાં જંગલ વેરાનમાં રહી ઇશ્વર ભજન કરવું તેજ વધારે સ્રેષ્ટ છે. માટે આપના દાસને સાથે લઈ જશો એવી હું આશા રાખું છું,

"શું ભામટાઓએ પાપીને બચાવ્યો." પરસન વચમાજ બોલી ઊઠી કે "ચંડાળ એ શુદ્ધ થઇ જા" કે તરત પરસન જમીન ઉપર પછડાઈ ગઇ. બહાદુરસિંહ અને બે સાધુઓ અદ્રસ્ય થઇ ગયા.



## પ્રકરણ ૨૭ મું.

## નિર્દોષના ઉપર આફત.



પહાડ પ્રદેશની રમ્ય રમણીય જંગલ નીહાળતો એક તરૂણ પુરૂષ સંધ્યા સલુણી બીજા બીજા રંગોથી રંગાએલાં વાદળાં પકડવા માટે પહાડ ઉપર ચઢી રહ્યો છે. પહાડ ઉપર શોખીન લોકોને બેસવા માટે બેઠકો બનાવેલી હતી. સમય ફરવાનો વીત્યા છતાં તરૂણ પુરૂષ સમયનો પણ ખ્યાલ રાખ્યા સિવાય ઉપર જતો હતો. પુનઃ તે બેઠક પાસે જતાં તેનું મગજ શીતળ પવનની લહેરમાં ચઢી ગયું વ્હાલા વાંચક તે પુરૂષ બીજો નહિ પણ આપણી મણીનો પ્રેમ પાત્ર રતિલાલ હતો. રતિલાલ બેસતાની સાથે બોલી ઉઠયો.

"મણી! મણી તે મને બરાબર સપડાવ્યો છે. તારી જાળમાં નાંખી મને બરાબર ભુલો પાડયો છે. કાંન્તીમય મુખાર્વીંદે ભાન ભુલાવ્યું છે. લોહી સુકાવ્યું છે. દેખાવમાંજ રતિલાલ રહયો છે. મણી હવે તારા પાત્રમાં પ્રેમ ઝીલી લે. વ્હાલી તારા પાત્ર સિવાય શુષ્ક પદાર્થને ભીંજવી નાંખી પાર ઉતરી જાય છે. પણ તારા વજ્ર સારખા કઠણ મનને બીલકુલ ભીંજવતો નથી. અફસોસ મણી તારા રૂપમાં તારા પ્રેમમાં દિવાના થએલા તારા પ્રણયીને બચાવી લે. તારા પ્રેમની દોરી અતીશય તાણવાથી તુટી જશે. માટે તારા કોમળ હૃદય મારી દયા લાવી તારા હૃદયમાં વાસ આપ.

વજ્રથી પણ ઘણા કઠણ છે. મણી હૃદય તમારાં ખરાં.
પીગળે પહાડોના પત્થર પણ તમે પીગળી ન શકયાં.

વ્હાલી આવો તમારા હૃદય પીંજરમાં વાસ આપો. તમારા પંખીને આમ રઝળતો નહિ કરો.

પ્રેમ પ્યારો હોય તો મણી મને આવી મળજો.
પ્રેમ હીન જો થઇ હોય તો શીર મારૂં કાપજો.

વ્હાલી તમારૂં શુદ્ધ અંતઃકરણ મારા ઉપર હોય તો આવો અને તમારા પ્રણયીને તમારી મોહ જાળમાંથી છુટો કરાવો.

( પાછા તેના વિચાર બદલાયા. )

"કંઇ નહિ. પ્રેમહીન મનુષ્યોને તેની દયા હોતી નથી. દયા દયા તું કયાં છે. દયાહીન મણી તું કયાં છે, ઓ પ્રેમહીન મણી તું બરાબર દયા હીન છે.

"નથી પ્રેમ તણી આશા નથી દીલ દારવાસા ગમતું
પ્રેમ હીન માણી તું છે વજ્ર જેવું હૃદય તારૂં છે ખરૂં.

કુવામાં હશે તોજ હવાડામાં આવશે; પ્રેમનું એક પણ બીંદુ તારામાં નથી. તો પછી તું મને શું આપવાની હતી. તારો માગ્યો પ્રેમ આવતો હોય તો મારી આ દશા થાત નહિ. પણ અફસોસ દયાહીન મણી તારા ઉપર મરવાથી શું વળવાનું છે પતંગીઓ પ્રેમથી કાયા બાળે છે. પણ પ્રેમહીન દીપક તેને બચાવી શકતો નથી. છતાં પતંગીઆને તેનો બીલકુલ ખ્યાલ હોતો નથી પ્રેમી પતંગીયું પોતાની કાળા બાળે છે. છતાં સચોટ ચોટી રહે છે. પાક પ્રણયી પતંગીયા ધન્ય છે તારા પ્રેમને ઓ દયાહીન દીપક તને હું હું ધીક્કાર નહિં આપું તેમાં તારો દોષ નથી. દોષ માત્ર અજ્ઞાન

પતંગીઆનો છે. તેથીજ તું ધિક્કારને પાત્ર છે. છતાં એક દુનીઆ ના દેખાવ માટેજ હું તને શાબાસી આપું છું. પણ પ્રેમ હીન દીપક મારૂં અંતઃકરણ તો તને ધિક્કારજ આપશે.

રૂપ જોઇ દીપકનું પ્રેમી પતંગીયું ત્યાં મરે.
હૂં મરૂં પહાડ પરે તેની દયા મણી કંઇના ધરે

એટલાજ ઉદ્દગારો નીકળતાંજ.

દીપક બાળે પતંગની કાયા. મણી ઠંડું કરનાર છે.
પ્રેમ તારો શુધ્ધ છે. મણી તે પ્રેમને ધરનાર છે.

પ્રત્યુંતર મળતાંજ રતિલાલ ચમકયો. આ અવાજ મણીનો આવા સમયે કયાંથી આવ્યો તેના વિચારમાંને વિચારમાં પોતાની દ્રષ્ટી જે બાજુથી અવાજ આવ્યો હતો. તે તરફ વળી મણી જોતાંજ

પ્રેમી માર્ગ પાડે પહાડમાં અગ્નીમાં પણ સંચેરે
જગીને ખસેડી મૂકી દાનવથી પણ ના ડરે.
ખરો પ્રેમ તેજ છે. ધરતીમાં પણ ન ટકે.
શુધ્ધ પ્રેમ તેજ છે કે પાત્ર બીજુ તે રહી ન શકે

રતિલાલે ઉદ્દગાર કાઢયા. મણી પ્રફુલ્લીત મુખ મુદ્રા રાખી રતિલાલ સામે જઇ ઊભી રહી કે પુનઃ રતિલાલ બોલી ઊઠયો

"બાળા ! મન હરણી આજે આટલાં બધાં ખુશી કેમ થાઓછો

"વ્હાલા રતિલાલ નિરાશામાં આશા જણાઇ તેથીજ હું આટલી ખુશી થાઉં છું.

"પ્રીય બા તમે શા ઉપરથી કહો છે.

"રતિલાલ મારી સાથે જેનું લગ્ન થવાનું હતું. તે મરણ પામ્યો છે. પ્રભુએ તેના પ્રાણને પરમાત્માની હજુરમાં બોલાવી લીધો છે.

"શું તેવાં લગ્ન આપણામાં થાય છે.

"રતિલાલ તેમાં કંઇ અડચણ જેવું. નથી. લગ્ન થયું હોત ને મરણ પામ્યો હોત તો ધર્મની બાબતમાં વાંધો આવે માટે તે પ્રમાણે નહિ થએલું હોવાથી ગભરાવાની કંઇ જરૂર નથી. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે જેનો ધણી નાનપણથી નાસી ગયો હોય તેની સાથે સંસારનું સુખ ન લીધું હોય. જેનો ધણી નપુંષક હોય લગ્ન થવા પછી સંસાર ન માંડયો હોય. તેવી સ્ત્રીએ પુર્નલગ્ન કરવું. પણ તે કારણોમાં એકે કારણ નથી. માટે આપણને કંઇપણ બાબતનો બાધ આવતો નથી.

"ત્યારે શું તમારૂં લગ્ન હવે જલ્દી થશે."

"હા! મારા વ્હાલા તે થશે તો તમારી સાથેજ થશે.

"કારણ?

"કારણ એજ કે સુંદરલાલ આપણી હકીકત જાણે છે. અને તેનો મત આપણા મતને મળતો હોવાથી તે પ્રમાણે કર્યા સિવાય છુટકો થવાનો નથી.

"ત્યારે વ્હાલી હું તારોજ થઇશ" એટલાજ શબ્દો મુખમાંથી નીકળતાંજ "હું તે પ્રમાણે થવા નહિ દઉં" કહેતા રતિલાલની માતુશ્રી બંનેની સમક્ષ આવી ઊભી રહી. રતિલાલ તેની માતુશ્રીને જોતાંજ અજાયબ થઇ ગયો. એકાએક પોતાની માતુશ્રીને અહિંઆં આવવાનું શું કારણ હશે. તેના વિચારો રતિલાલના મગજની અંદર ભમવા લાગ્યા. રતિલાલ સ્તબ્ધ પુતળાની માફક ઊભો રહયો છે. પાછી તેની માતુશ્રી બોલવાલાગી. રતિલાલ! વિચાર કર બુદ્ધીહિન થઇશ નહિ. ત્રીભોવનદાસના કુટુંબની અંદર હાથ નાંખી તારૂં ભવિષ્ય બગાડીશ નહિ. શું તારે અમારના કાળજાં બાળવાં છે."

"માતુશ્રી વિચાર કરો મારી આશાઓને નિરાશજ કરશો નહિ હું અવરના કાળજાં બાળતો નથી. પણ ભવિષ્યની અંદર સુખ આપવાનું રહાણેિ છું, અને તે પ્રમાણે કરવાની ઇશ્વરની ઇચ્છા હશે તો તે પ્રમાણે થશે. પણ તમારૂં ધાર્યું બીલકુલ થશે. નહિ.

"રતિલાલ તું શા ઉપરથી મારી સામે બોલવાની હિંમત કરે છે. શું તને મારી પણ શરમ આવતી નથી,

"શર્મ રાખવાથી શું વળવાનું છે. શર્મથી કર્મ ફુટે છે ભવિષ્યમાં દુઃખી થવાય છે, સમુદ્રની ભરતી શ્રાવણની વાદળીઓને ગમે તેટલો રોકાણ કરો પણ તે રોકી શકાતું નથી, માતુંશ્રી હું અધર્મના રસ્તા ઉપર મારો ચરણ ધરતો નથી. તો પછી શર્મ શાની હોય. પણ આ તો પ્રેમ છે. શુધ્ધ અંતઃકરણમાં માતા પીતાની કે કોઇની શરમ રહેતી નથી. મ્હારે મારી દયાળુ માતુશ્રી મારા ઉપર દયા કરી મારા પ્રેમ પાત્રને મેળવી આપવા કૃપાવંત થાઓ. મારો ખરો પ્રેમ તેજ પાત્રમાં રહેવાનો છે. તે મારા હસ્તમાંથી ખસી ગયા પછી આ રતિલાલની જીવન દોરી કદાપી કાળે ટકી શકવાની નથી તે નથીજ.

'રતિ, રતિ, તું બુદ્ધીહીન કેમ થાય છે. અને આ કુળહીન મણીને માટે તારા પ્રાણની આહુતી આપીશ. નહિ. નહિ. રતિ તે કદાપી કાળે શુદ્ધ અંતઃકરણવાળી થવાની નથી. તું છેતરાય છે. તેનાં પ્રપંચી વાકયોથી ઠગાય છે, માટે વિચાર કર, અને તારો સંસાર દુઃખમય કરીશ નહિ, તારી રંક માતુશ્રીનું કહ્યું. માન.

"માતુશ્રી પ્રેમ શું ચીજ છે. તે હજુ સુધી તમે સમજતાં નથી. ત્યાં સુધી માનવાનું કેવું હોય પ્રેમ છે. ત્યાં માન છે. આબરૂ છે,

અને જ્યાં પ્રેમ નથી ત્યાં આગળ કંઇ પણ નથી. કુળ પ્રેમી મનુષ્યોમાં હોય છે. કુટુંબ અને પરિવાર પ્રેમથીજ થાય છે. સુખ અથવા દુઃખ પ્રેમથીજ આવે છે. કુળ હોય અને પ્રેમથીજ થાય છે. સુખ અથવા દુઃખ પ્રેમથીજ આવે છે. કુળ હોય અને પ્રેમ ન હોય તો કુળ ધુળ સરાન છે. ઇજ્જત આબરૂ પ્રેમ વિના નકામી છે. જ્યાં પ્રેમ ત્યાંજ સ્વર્ગના દેવતાઓ રમે છે. રમકડાની માફક વાચે છે. તેનેજ શુદ્ધ પ્રેમ કહે છે. મણી કુળવાન હોય, વીવાહીત હોય તેની મને દરકાર નથી. પણ મારે તેના પ્રેમની દરકાર છે. અને તેજ પ્રેમ મારો સત્કાર છે. માતુશ્રી મણી સબંધી એક પણ શબ્દ મારી પાસે કાઢવો નહિ. મણીનું નસીબ હું છું. અને મારી નાવ મને ભવસાગર તારનાર મારી મણી છે. તેના વિના સર્વ સંસાર સુનો છે.

"હાય એ ચંડાળણની મણી તારા કુટુંબમાં આ પ્રમાણે થતું આવ્યું છે. એકને મુકી બીજાની સાથે સ્નેહ બાંધતાં ઠીક ફાવ્યું છે. અને તેના કારણથી મારા રત્ન જેવા છોકરાને ભમાવી નાંખ્યો. ઠીક તેં વસીકરણ કર્યું છે. લોકોના ઘર ભંગાવી રડાવી કુટલી જીદગાનીને બરબાદ કરનારની છોકરીના કુળને બરાબર ઓળખું છું. તારા બાપને પણ હું બરાબર જાણું છું. બોલ પરસનની સાથે વિલાસ જીવનમાં કોણ હતું "રતિલાલની માતુશ્રીના વાક્ય બાણની માફક કાળજાને છેદી નાંખવા લાગ્યા. ચરરર કરતો શેરડો પડી ગયો. તેને શું જવાબ આપવો તે નાદાન છોકરી સમજી શકી નહિ. કંઇ ઉતર આપી શકી નહિ. સ્તબ્ધ જડવત થઇ પહાડના પત્થરની માફક પાળીઆના પેઠે ત્યાંની ત્યાંજ ઊભી રહી. તેનાથી બોલી શકાયું નહિ. છાતીએ ડચુરો બંધાઇ ગયો હાથ પગ ધ્રુજવા લાગ્યા

માત્ર "નિર્દોષના ઉપર આવી ભયંકર આફત હોય રતિલાલ બચાવો એટલાજ ઉદગારો કાઢતાની સાથે મણી પહાડ ઉપર પછડાઇ ગઇ તેને પકડવા માટે જેવો રતિલાલ દોડે છે. કે તેને પણ ઠોકર વાગવાથી તે પણ મણી જ્યાં પડી હતી ત્યાંજ ચતોપાટ થઇ ગયો. ચંદનગૌવરી ભયભીત થઇ ગઇ અને તેને પણ વત્સલ્ય પ્રેમનો ઝોસો આવવાથી બંનેને ઓશીકું બનાવી તે પણ ત્યાંજ બે શુદ્ધ થઇ ગઇ.

બહાદુરસિંહના ગયા પછી તેના કેટલાક માણસો પરસન માટે અંદર અંદર લઢી કેટલાકની લાસો રઝળી ગઇ. માત્ર વીસ માણસોના ટોળામાંથી ફક્ત ચાર માણસો પરસનના સલાહકાર થઇને રહ્યા હવા. કુરસિંહ નામે એક સરદાર થયો હતો. પરસને પોતાની મોહજાળ તેના ઉપર નાંખી પૂર્ણ તાબામાં લીધો હતો. પરસન આ વખતે કુરસિંહના વિચાર કરતી હતી. પરસન પુનઃ વિચારમાં પડી ગઇ. અને તેને કંઇ વિચાર થવાથી કુરસિંહ સામે દ્રષ્ટી કરી પુનઃ બોલી ઉઠી.

કુરસિંહ તમે મને જાણો છો. હું કેવી ઓરત છું. ધારૂં તો આખા ચીતરોડાને ઊથલ પાથલ કરી દઉં, જળને ઠેકાણે સ્થળ, સ્થળને ઠેકાણે જળ કરવા શક્તિવાન છું. માટે મારા સ્વભાવને તાબે થવું હોય તો પ્રથમ તમારા વિચારો જણાવો. અને પછી જે કરવાનું હશે તે હું પછી જણાવી દઉં છું.

"પરસન હું કેવો માણસ છું. તેની તમને ખબર નથી. પણ મારૂં નામ જેવું છે. તેવાજ મારા કામ છે. હું બહાદુર જેવો બાયલો નથી કે તમને વિશ્વાસથી ફેરવી તમારી ઇચ્છા મુજબ નહી કરૂં. પણ હું તો જે કામ કરવા ધારૂ તે વખતે કાંતો મારો પ્રાણ નથી

કે કાંતો સામા પક્ષનો પ્રાણ નથી. બેમાંથી એક કર્યા સિવાય રહું નહિ. હું તમારી ઇચ્છાને તાબે થવા ખુશી છું. માણેકના બંને બાળકોને મારી નાંખવા શક્તિવાન છું.

શાબાશ કુરસિંહ શાબાશ. જે વખતે પાપી માણેકના બંને બાળકોના શીર મારી નજર આગળ આવશે. તે વખતે આ પરસનના જુલતાં જોબનમાં તમેજ ઝુલવાના અને રંગ રેલમાં રંગાવવાના અને પરસન પછી તમારી છે. એમ સમજી લેવું.

" પરસન, પરસન તમારી ચતુરાઇને હું જાણું છું. દુનીઆનો ધારો તે કે મતલબ થઇ રહ્યા પછી કોઇ કોઇનું થતું નથી. કામ થયા પછી દોસ્ત દુશ્મન થઈ જાય છે. માટે તમો પ્રથમ મારી સાથે લગ્ન કરો. અને પછી માણેકના બે પુત્રોના શીર નજર આગળ ધરો. જ્યાં સુધી તમે મારાં થશો નહિ. ત્યાં સુધી કંઇ પણ બનવાનું નથી તે નથીજ.

" કૂરસિંહ હું જાણું છું. કે બધા બહારવટીઆમાં તમે એકલા ચોર લુચ્ચા જણાઓ છો. બહાદુરસિંહ ગમે તેવો હતો. પણ વિશ્વાસપાત્ર હતો. ખુની પણ હતો. છતાં મારા આગળ બીલકુલ હઠ કરી નથી. અને તમે કેવા નાલાયક થઈ હઠ પકડીને બેઠા છો. તે આ ઉપરથી સમજાઇ જાય છે. માટે હા અને નામાં બીલકુલ લાભ આવવાનો નથી. માટે તમારી અને મારી બાબતો દાબીદઇ હું મારા ઠેકાણે અને તમે તમારા ઠેકાણે રહો. કોઇની સાથે મારે રહેવાની જરૂર નથી. આથી કૂરસિંહને વધારે ક્રોધ ચઢ્યો. ચક્ષુઓ લાલચોળ થઈ ગઈ અને એકદમ ક્રોધાવેશમાં આવી પુનઃ બોલી ઊઠ્યો.

"ચંડાળણી તુ ક્યાં જવાની છે. એ રાક્ષસી આ ભોંયરૂં તારૂં સ્મશાન થવાનું છે. તેં અમારી મંડળીનું સત્યાનાસ કાઢ્યું છે. કેટલાકને ખરાબ કર્યા છે. તો હવે તું ક્યાં જવા માગે છે. ક્રૂરસિંહે ગરદન પકડી કંઠ રૂંધાવા લાગ્યો જમીન ઉપર પછડાઇ ગઇ. હાથ પગ પછાડવા લાગી એટલામાં પાછળથી બ્હારવટીઆના માણસો આવી તલવારથી ક્રૂરસીંહનું માથું જમીન ઉપર પાડી દીધું ક્રૂરસિંહ થોડીકવાર તરફડીયાં મારી ઠરી ગયો. પરસનને ભાન આવવાથી એકદમ બેઠી થઇ ક્રૂરસિંહની લાશ પડેલી જોઇ "હું આ ખુન કરનારને વરીશ" પરસને પૂર્ણ ચાતુરીથી ઉદગારો કાઢ્યા. મારનાર સરદાર ઝેરી પરસનની ચાતુરીથી છેતરાઇ ગયો. અને પ્રફુલ્લીત થઇ "એ ખુન મેં કર્યું છે. કહી પરસનની પાસે આવીને ઊભો રહયો. ચંડાળણી, રાક્ષસી માયા વાળી પરસનને ગળામાં હાથ નાખ્યો કે સરદાર ઢીલો ઢપ થઇ ગયો અને બોલી ઊઠયો, "રસીલી! તમારા દીલને તમોને હુંજ જાણું છું. હું તમારા વિચાર ને જાણનાર છું. અને તમો મારા વિચારને જાણનાર છો તેથી આપણે બંનેમાં કદાપી કાળે કલહ થવાનો નથી. અને સુખેથી આપણું કામ સિધ્ધ થશે.

"બરાબર સરદાર બહાદુર જ્યારે એક બીજાના દિલ મળે છે. ત્યાજ સર્વ વાતનું શુખ થાય છે. અને ત્યાં આગળ દેવકે દાનવનું પણ ચાલતું નથી. માટે આપણે આપણા વિચારો સિદ્ધ કરીશું એવી આશા છે. પણ જુઓ આ ક્રૂરસિંહ મુર્ખ માણસ પોતાના ગુમાનમાં ઊંચો આવ્યો તેના લીધેજ તેનો નાશ થઇ ગયો. જો તેણે હઠ ન કરી હોત તો અવશ્ય મને મેળવ્યા સિવાય રહત નહિ. પણ મીથ્યા ભિમાની માણુસ કોઇનું નહિ માનતાં પોતાના હસ્તથી

પોતાને નાસ કરે છે. અને રખડી રઝળીને મરે છે. "પરસને કૃશસિંહની યાદી આપતાં કહ્યું.

બ્હાલા પરસન બહાદુરસિંહ કેવા મુર્ખ કે જેને વિશ્વાસ આપ્યો તેનેજ દગો કરવા માંડયો. તે તેને વ્યાજબી ન હતું. મુર્ખ માણસ આગળને વિચાર નહિ કરતાં આપો આપ પછી પાછળથી પસ્તાય છે. અને છેવટે મુળ ઠેકાણે આવે છે. મને લાગે છે કે બહાદુરસિંહ યોગ ધારણ કરીને પણ તે સુધરવાનો નથી સાધુડાઓને ગમે તેમ સમજાવી પાછો અહિંઆ આવશે." આ પ્રમાણે મુખમાંથી ઉદગારો નીકળતાંજ "આવીશ! પાપીઓને સદબોધ આપવાને આવીશ. પણ પાપમાં પડવા આવીશ નહિ. કહેતો એક જોગી તેમની સમક્ષ આવી ઉભો રહ્યો. બંનેની દૃષ્ટી તેના ઉપર પડતાંજ "કોણ બહાદુરસિંહ જા તારૂં શ્યામ મુખ બતાવીશ નહિ." પરસને પુનઃ ઉદગારો કાઢયા.

"પાપી પરસન જ્યાં સુધી તારી પાસે હતો. ત્યાં સુધી મારૂં શ્યામ મુખ હતું. પ્રભુની ઇચ્છાથી શ્યામતા ચાલી ગઇ છે. અને શુદ્ધ પવિત્ર સાધુ થઇને બેઠો છું. હું ધારૂં તો તમારા બંનેના મુખ શ્યામ બનાવવા શક્તિવાન છું.

"પાપી બહાદુર જુઠા ઢોંગ કરનાર. કાન્તીમય મુખાર્વિંદને કોઇ શ્યામ બનાવનાર નથી. તે નક્કી સમજી લેજે. મારી આગળથી ચાલ્યો જા નહિ તો તારૂં શીર ધડ ઉપરથી જુદું થઇ જશે. તે નક્કી સમજજે.

"રાક્ષસી ધિક્કાર છે તારી જાતને નીમકહરામ જેનું અન્ન ખાય છે. તેનોજ તું નાશ કરે છે. તેથી તારા પાપથી અવશ્ય તારૂં

મુખ સ્યામ થવાનું પાપી સરદાર પરસન ચંડાળણીના મોહ પાસમાં પડીશ નહિ. જેવી કુરસિંહની અને મારી દશા થઇ તેવીજ તારી થવાની છે. જ્યાં સુધી પરસનના પાપના પોટલા બાંધતો ત્યારે આ મારા ક્ષણભંગુર દેહની મને ચીંન્તા હતી. પણ હવે આ દેહની મને ચિંતા નથી. તારે તેની તપાસ કરવી હોય તો અજમાવી જો ચંડાળ કે જેથી ધર્મ અને પાપની પરિક્ષા થાય.

"ચુપ કર પાપી સાધુડા અમને બોધ દેવાથી તને કંઈ પણ મળવાનું નથી જા દુનીઆને ઠગી ખા. અહિંઆં તારૂં બીલકુલ ચાલવાનું નથી તે નક્કી સમજી લેજે. ભોળી દુનીઆને ભમાવનાર તારૂં કામ દુનીઆના ભોળા માણસોથી થવાનું છે. પણ અહિંયાથી તને એક પાઇ સરખી પણ મળવાની નથી. સમજ્યો માટે અહિંઆ તું બીલકુલ આશા રાખીશ નહિ માટે ચાલ્યો જા, પરસન પાપી સાધુડાને બહાર કાઢ તેને જોવાથી મારો જીવ ગભરાય છે કહી કરવા લાગ્યો.

ચંડાળ પ્રભુનો નિયમ છે કે પાપીઓને સાધુ પુરૂષો ગમતા નથી તે મને શું આપવાનો છે. મારૂં આપેલું તેં લીધું છે તો પછી તું મને શું આપવાનો હતો. ચંડાળ તું મને શું બહાર કાઢવાનો હતો, મારા ગુરૂના પ્રતાપ જા તારૂં મુખ સ્યામ થશે કહેતાંની સાથે બંનેના મુખ સ્યામ થઇ ગયાં પાસે ઉભેલા માણસોએ તેમના મુખ સ્યામ થએલાં જોઇ બહાદુરસિંહના ચરણે પડી ગયા. કે પુન બોલી ઊઠ્યો

"ચંડાળો દિવાના થઇ ગયા છો. સાધુડાઓ એવું શું તમને બતાવ્યું કે પગે પડ્યા મારા શાળા તમેજ એવા ઢીલાઢચ છો કે જેથી આવા દગાબાજીથી છેતરાઈ જાઓ.

"ચંડાળ પરસનના દાસ, ચંડાળણીના ચેલા એક વખત હાથમાં આયનો લઇ તપાસ કર કે તારા મૂખની કેવી દશા થઇ છે, એવું અમારૂં અંતઃકરણ હોત તો અમો કદાપી કાળે આ સાધુના ચરણે પડત નહિ. પણ શુધ્ધ અંતઃકરણ હોવાથી અમો સાધુ પુરૂષોના ચરણે પડવા ભાગયશાળી થયા છીએ તારા જેવા છેવટે કાળના મૂખમાંજ જવાના ચરણે પડેલા બહારવટીઆનાં માણસે જવાબ આપ્યો કે તરત પરસન આયનો લઇ દોડી આવી આયનાની અંદર મુંખ જોતાંજ હાય મારા બાપ હું તો વનીતા કે વાંદરી ચંડાળ તુંજ વાંદરી છે. બહાદૂરસિંહે પ્રત્યુતર આપ્યો કે તરત સરદાર ને કોધ ચઢી આવ્યો. તલવાર લઇ મારવા જાય છે કે ભયંકર અવાજ થતાંજ જમીન ફાટી જમીનની અંદર ત્રણે જણ સમાઇ ગયાં માત્ર પરસન અને તેનો સરદાર બેજ જણ હાથ ઘસતા ત્યાંજ ઊભા રહ્યા. પોતાના મુખ શ્યામ થએલાં હોવાથી પરસનના પસ્તાવાનો પાર રહયો નહિ અને એકદમ મારી કોડીની કિંમત થઇ ગઇના ઉદગારો કાઢતાં પરસન ચાલતી થઇ.

ચંદનગૌરી પહાડ ઉપર સવાર થતાંજ શુધ્ધીમાં આવી તપાસ કરતાં મણી અને રતિલાલના મૃત દેહને જોતાંજ હૃદય ફાટ રડવા રડવા લાગી પત્થરની સાથે પોતાના શીરને અફાળી ચુરેચુરા કરી દીધા હતા. પણ પાપી પ્રાણ હજુ સુધી ચંદનગૌરીના દેહની અંદરથી નીકળી પલાયન થયો ન હતો. આથી પાછી મુર્છા આવવાથી પહાડ નીચેની કોતરમાં પડી, પડતાંજ ભયંકર અવાજ થયો, વૃધ્ધ સાધુ તેમજ બીજો એક જોગી ત્યાં આગળ આવી ઊભો રહયો. "બેટા શુધ્ધમલ શું આજ મણીકે" પવિત્ર સાધુએ

ઉદગારો કાઢયા કે તરત તેના ઉદગારોને ઝીલી લેવા સારૂ "ગુરૂ તેજ મણી છે" શીષ્યે જવાબ આપ્યો. પરસન આવી સ્વરૂપવાન બાળાને અધર્મના માર્ગમાં ચઢાવવા માગતી હતી. હા, ગુરૂદેવ તેજ મણીના માટે પાપી પરસન પોતાના પાપ કાર્યમાં નર્કમાં પડી છે. શીષ્યે પુછેલા પ્રશ્નનો જવાબ આપ્યો.

"હાય દુનીઆ દૂનીઆ તું દગાથી ભરેલી છે. વિશ્વાસઘાતથી ભરપુર છે. પ્રપંચથી હોંશીઆર છે. તેથીજ તમારૂં તમારા કુટુંબનું સત્યાનાશ જવા બેઠૂં છે, ધર્મ નીતિને પાયમાલ કરી દેવાથીજ વરસાદ અનીયમિત વર્ષે છે. ઠેરોઠેર પુસ્કળ રોગ પ્રગટ થાય છે. તે તમારા પાપનું ફળ છે. અને તેથીજ તમારી જીંદગાની ધુળ છે- આજકાલ ધર્મીતે ત્યાં ધાડ કસાઇને ત્યાંજ કુશળ હોય છે. સતી સન્નારીઓને દુઃખ દેવામાં હોંશીઆર હોય છે. ઓ નરાધમો તમારૂં સત્યાનાશ જશે. પ્રભુના કોપથી તમારૂં બીલકુલ શ્રેય થવાનું નથી. તે નક્કી જાણી લેજો શુધ્ધ દેહ અમૃત દેહનું શું કરવાનું છે. વૃદ્ધ સાધુએ પ્રશ્ન કર્યો.

"પુજય આશાવંત બાળકની આશા આમ મરણથીજ પુર્ણ થવાની છે, સંતના દરસ ન કરનાર આ બાળકોની દયા નહિ આવે પ્રભુ ગમે તેમ કરી આ બાળકો સજીવન કરો. કારણ કે તેમના દેહ પવિત્ર છતાં કાગડાંને ગીધનો સ્પર્શ થશે શીષ્ય શ્રુત દેવે જવાબ આપ્યો

"બેટા પ્રભુની માયા અજબ તરેહની છે. જ્યાં જમીનનો પોકાર ત્યાંજ દેહનું પડવું થાય છે, વીધીના અંક મુજબ થાય છે. તે કોઇનાથી મીથ્યા થવાનું નથી. શુંધ્ધ દેવ પરમાત્માના હુકમ

મુજબ થાય કરે છે. તેમના હુકમ મુજબ કરતાં તેના હુકમ મુજબ જે કરે છે. તેને પરમાત્માનો દુશ્મન થણે છે, પરમાત્મા વિરૂદ્ધ કામ કરનાર પાપી ગણાય છે, માટે જે પ્રભુએ કર્યું છે. તે સારાને માટે કર્યું છે. માટે બેટા શુધ્ધ દેવ જેની જીવન દોરી ઘટી છે તેને કોઇ શાંધનાર નથી. માટે આ બાબતમાં તારે વચમાં પડવાની જરૂર નથી. વૃદ્ધ સાધુના મુખમાંથી નિરાશા નીકળવાથી શુદ્ધ દેવનું મુખાર્વીંદ નીસ્તેજ થઇ ગયું. પ્રફુલ્લીત મુખાર્વીંદ શ્યામ પડી ગયું. મણીની દયાએ તેના કાળજા વીંધી નાંખ્યા. અને પોતે કંઇ નીર્ણય વિચાર ઉપર આવી ગુરૂ સામે હસ્ત જોડી પુનઃ બોલી ઊઠયો.

"પુજ્યદેવ, લોકો કહે છે કે ભક્તોને આધીન દેવતા પરમાત્મા પણ હોય છે. માટે તમો મને નિરાશ કરશો નહિ. જ્યાં સુધી આ પ્રેમી જોડું સજીવન નહિ થાય ત્યાં સુધી આ આપનો શિષ્ય આપની દૃષ્ટીએ છે. ને રહેવાનો નથી તે નથીજ. માટે આપને મારી તેમજ સતી માણેકની દયા આવતી હોય તો તેમનો દુનીઆમાં ફરી જન્મ આપો. આપ મને આવું અવળું સમજાવી નિરાશ કરશો નહિ. શું વિશ્વામિત્ર ઋષીએ પુત્ર પેદા નહોતો કર્યો, શું તેમણે પરમાત્માનું કાર્ય નથી કર્યું. પ્રભુ હવે મને વધારે બોલાવશો નહિ. નહિ તો આ પાપી અજ્ઞાન બાળકની લાશ આપની પવિત્ર દ્રષ્ટીએ જોશો."

શુદ્ધ દેવના ધર્મીષ્ટ ભાષણથી ગુરૂ પ્રસન્ન થઇ ગયા. અને થોડાક મુછમાં હસવા લાગ્યા. અને પુનઃ બોલી ઊઠયા.

"ધન્ય છે બેટા શુદ્ધ દેવ તારા ધર્મ વાકયને, તારી ખુશી એમ છે તો પરમાત્માની મહેરબાનીથી તારા કહેવા મુજબ કરૂ છું. માટે થોડુ જળ આણી આપ ગુરૂએ પ્રશ્ન કર્યા કે શુદ્ધ દેવ પુનઃ બોલી ઊઠયો.

"બાપજી જળ અહીંઆં ક્યાંથી લાવું. આપની ચાકરીનું ફળ મહાન પ્રભુજી મને આવશ્ય આપશે. કહી શુધ્ધ દેવ આકાશ સામે દ્રષ્ટી કરી બોલી ઊઠયો.

"મેહાન દયાળુ પ્રભુ મને તારી મદદ છે. તારો આધાર છે. તું દરેક પ્રાણી માત્રનો સરજ્યનહાર છે, તું તારા બાળકોની સંભાળ લેનાર છે, તો આ નીરાધાર બાળકોને રાજી કરવા માટે મારો સંન્યાસ પવિત્ર હોય ગુરૂની સેવા સાચી હોય તો જળનો આધાર આપશો. કહેતાંજ અંતરીક્ષથી કોઇક મંડળ લઇને આવતું જણાયું કે શુધ્ધ દેવે પોતાના પવિત્રકરથી તે કમંડળ લઇ લીધું અને ગુરૂના હસ્તમાં આપ્યું કે ધન્ય છે તારી ભક્તીને એટલાજ ઊદગારો વૃદ્ધના મૂખમાંથી નીકળી પડયા હાથમાં પાણી લઇ બંને બાળકો ઊપર છાંટતાંજ આળસ મરડી ઊભા થયા નવો જન્મ ધારણ કર્યો ભાનુ સુર્ય નારાણના દર્શન થતાંજ મણીનાં મૂખમાંથી હું દોષીત નથી ચંદનગવરી મને દોષ દેશો. નહિ મણી આણીગમ તેણીગમ દ્રષ્ટી ફેરવતાંજ તેની દ્રષ્ટીએ પવિત્ર સાધુઓ દેખાયા કે મણી તેના શરણમાં પડી ગઇ બેટા સુખી રહો વૃધ્ધ સાધુએ આર્શીવાદ આપ્યો કે એટલામાં છેટેથી ધુમ થતાંજ ચમકયા સાધુ પુરૂષો ત્યાં આગળ જઇ પહોંચ્યાં કે પરસન પોતાના હસ્તમાં સુંદરનું શીર લઇ વીધુત વેગથી ચાલી જતી જણાય છે, તેની પાછળ અન્ને સાધુ, ભેદી પુરૂષ શ્યામદાસ વગેરે પાછળ દોડતા જણાય છે, એક મરણીઓ શોને ભારે તે મુજબ પાપી પરસન સબળ પુરૂષોની અંદરથી નાસતી આપણી દ્રષ્ટીએ પડે છે. બંને સાધુ પુરૂષો ત્યાંજ પ્હોંચતાંજ પોતાના યોગય બળથી પરસનને ત્યાંજ અંધીભીંત કરી દીધી પરસનથી આગળ જવાયું. હિ સરદારની પણ તેવી દશા થઇ.

એટલામાં મ્રાણેક ખુલ્લા શીરથી દિવાનાની માફક કેશલાપ તોડતી દોડી આવતાંજ તેને ટોકર વાગવાથી ત્યાંજ લાંબી થઇ ગઇ કે યમ દુતોએ તેના પ્રાણને કાળ ધારા નાંખી બાંધી પ્રભુની હજુરમાં લઈ ગયા. ત્રીભોવનદાસ વચમાંજ આવતા મરણુ પામ્યો પરસનની વાંસે થનાર માણુસોએ પરસનને અને વિયયાધ સરદારને પકડી લીધા. શાંન્તીલાલ પુર વેગથી ઇન્સ્પેક્ટર સાહેબ સાથે ઘોડા ઉપર પરસનને પકડવા માટે આવતા હતા. માણુસોને પોતાના તરફ આવતા જોઇ ત્યાંજ ઉભા રહ્યા. પરસનના હસ્તમાં બેડીઓ નહિ ઠોકતાં છુટી માણુસોના બંદોબસ્તની અંદર ચાલવા દીધી સરદારને હાથે પગે બેડીઓ ઘાલી દીધી ચાલતાં ચાલતાં દરબાર ગઢ આગળ આવી પહોંચ્યા પાછળથી મણી અને રતિલાલ ગુમ રાણુ કરતાં આવી પહોંચ્યા મણીને જોતાંજ પરસનની દ્રષ્ટી ફરી તેની વિકરાળ નજર મનુષ્યે પારખી લીધી કે તેને પુરા બંદોબસ્ત સાથે દરબારમા લીધી દરબારમાં પેસતાંજ સરદારે પોતાની પાસે રાખેલા તમંચાનોં ઘોડો પોતાના ગુજામાંજ ચઢાવી તમંચાને બહાર કાઢી પરસનની છાતીમાં માર્યો પણુ કઠણુ જેની છાતી અપવિત્ર છાતીની અંદર ગોળી વાગતાંજ આરપાર નીકળી ગઈ. પણુ તેને બીલકુલ ઇજાં થઇ નહિ બેધડકથી પરસન બોલવા લાગી સરદાર અંદર પેસતાંજ કટાર ખાઇ ત્યાંજ મરણુ પામ્યો મરતાં મરતાં

ધર્મ કરે જે માણુસો સ્વર્ગમાં તે જનાર છે.
અધર્મ રસ્તે જે ચઢે તેનું સત્યાનાશ જનાર છે.
ધર્મ સાચો છે મણી લોહ સંગ કુંદન થાય છે.
ધર્મીને અધર્મી મળે પણુ ધર્મી સ્વર્ગે જાય છે.

શાંન્ત થઈ ગયો. હાથ પગ હાલતાં બંધ થઇ ગયા.

પરસન તેના સામે દષ્ટી કરતાંજ તેના મૂખ ઉપર લાત મારી ચાલતી થઇ પરસનને લાત શા કારણથી મારી તે કોઇનાથી જાણી શકાયું નહિ. પણ સમય નહિ હોવાથી તે વાતને એક બાજુ મુકી લોકો આગળ ચાલવા માંડયું. ધર્મીષ્ટ દરબાર સાહેબને સલામ કરતાં શાન્તીલાલે "ગરીબ પરવર આજ ચંડાળણી પરસન" મુખકિદગારો નીળ્યા તથા કે તરત જાઓ એને આપણી સડક ઉપર જીવતી દાટી તેના શીરને ખચ્ચરની ઠોકરે મરાવી પ્રાણ લઇ લો હુકમ મળતાં પાપી પરસનને માટે તે પ્રમાણે કરવા મજુરો દોડી ગયા પરસનનેપણ ત્યાં જઇ બુરી દશાથી તેનું મૃત્યુ કરાવ્યું. સુંદરના શીરને જોતાંજ મણીએ આપઘાત કર્યો. રતિલાલની પણ એજ દશા થઇ. આવો ભયંકર દેખાવ ધર્મીષ્ટ દરબાર સાહેબ આગળ થતો જોઇ કંપારાં છુટી પોતે કંઇ બોલવાનો વિચાર કરે છે. એટલામાં તેની દષ્ટી ભેદી પુરૂષ ઉપર પડતાંજ દરબાર સાહેબ પુનઃ બોલી ઊઠયાં.

"ભાઇ તમે આ પ્રમાણે છુપાવેશમાં ફરી સતીની સંભાળ લેવાનું તમારૂં શું કારણ છે. તે કહેવા મહેરબાની કરશો.

ગૌબ્રાહ્મણ પ્રતિપાળ મારી સ્થીતિ કહેતાં મારા કાળજાં ઉથલ પાથલ થઇ જાય છે. પણ આપના આગળ મારી પીછાન આપ્યા સિવાય છુટકો થવાનો નથી માટે આપ ધ્યાન દઈ શાંભળજો.

"હું જાતનો રજપુત છું. મારા પીતા અને હું આનંદથી રહેતા હતા એટલામાં મારી ધર્મ પત્ની મરણ પામવાથી પાપી પરસન સાથે મારાં લગ્ન થયાં. આવતાંજ મારા બે બાળકોનું ખુન કર્યું. પીતાશ્રી ધર્મીષ્ટ હોવા છતાં તેમના ઉપર આરોપ નાંખી દીધો મેં પરસન દુષ્ટ રંડાનું સાચુ માની મારા પીતાશ્રીનું અપમાન કરવાથી ધર્મીષ્ટ પીતા ચાલતા થયા. ત્યાર પછી મારા બંને ભાઇઓ

પણ રવાના થઇ ગયા. આગળ જતાં રંડાની ચાલ ખરાબ જોવાથી મેં તેને ડામ દઇ કાઢી મુકી. અહિંઆંના ત્રીભોવન નામના માણુસ સાથે રહેવા લાગી છેવટે રમણુ નામના ગુણકાના છોકરાના ત્યાં જઈ તેનું ખુન કર્યું બહારવટીઆ સાથે મળી ગઇ સતી માંણેકને દુઃખ આપવા લાગી. એટલામાં તેમાંથી એક બહારવટીઓ હાથમાં આવ્યો પાછળથી પસ્તાવો કરવાથી તેને છોડી મુક્યો. તે છુટનાર મારો ભાઇ હોય એમ મને લાગવાથી મેં તેની તપાસ કરી પણ કંઈ પતો લાગ્યો નહિ. મારૂં નામ સહુબર મારા ભાઇનું નામ સામંતશિહ મારા બીજા ભાઇનું નામ કુલીનસિંહ છે. મારા પીતાશ્રીનું નામ ધર્મસિંહ છે. પ્રભુ તેમનો મેળાપ કરાવે આ પ્રમાણે ભેદી પુરૂષ પોતાનો ભેદ ખૂલ્લો કરે છે એટલામાં રૂદ્રદેવ આગળ આવી પુન બોલી ઉઠયો સહુંબર તું મને ઓળખે છે. ના મહાપુરૂષ આપને હું ઓળખતો નથી. ત્યારે તારો ભાઇ બહારવટીઆની અંદર હતો તેજ હું પોતે છૂં તમારા બંનેનો પીતા તેજ હુંજ છૂં. વૃધ્ધ જોગીએ આગળ પડીને કહ્યું કુલીનસિંહ પણ પાછળ આવવાથી ત્રણે જણુ મળ્યા. સ્યામદાસે પોતાની હકીકત જાહેર રરી દીધી દરબારમાં મૃત દેહને અગ્ની સંસ્કાર કરાવી સર્વને શાહબાશી આપી સર્વ પોત પોતાને સ્થાને ચાલતા થયા.

વહાલા સુજ્ઞ બંધુઓ આ મારી કલપીત નોવેલની અંદર કંઇ ભુલ થઇ ગઇ હોય તો આપ સાહેબ સુજ્ઞ વાંચક બંધુંની માફી માગૂં છું તો માફ કરશોજી.

ધર્મથી કર્મ થશે. થશે સુખ સ્વર્ગ સમાન.
પ્રભુ તમને આપે સુબૂધ્ધી તે આપે ધર્મને માન

( અસ્તુ )

સમાપ્ત.